# સોળ વરસની સતી



અરેરે સોળ વરસે, વીવાહ કર્યો તો હરસે.

# સોળ વર્ષની સતિ
અને
# નવ વર્ષનો પતિ.

---

ભાગ ૧ થી ૨

સંપુર્ણ સુબોધક વાર્તા

---

છપાવનાર અને વેચનાર
બુકસેલર જદુલાલ નારણદાસ
નડીઆદ

---

કીંમત રૂપીઆ એક

— ખાસ અગત્યની સુચના —

બુકનું પેઇજ નંબર ૨ વાંચવા હમારા દરેક ગ્રાહકોને સવીનય પ્રાર્થના છે.

૨૫૫૨૮

# ખાસ સુચના.

આ બુક સોળ વરસની સતિ અને નવ વરસના પતિના પ્રથમ ભાગ ૧ થી ૮ છુટક ગોધરાવાળા મગનલાલ બાપુજી તરફથી પ્રગટ થયા બાદ તેઓની પાસેથી અમોએ તેઓને યોગ્ય બદલો આપી સર્વ હક્ક ખરીદ કરેલા હોવાથી આ પુસ્તક સાથે મગનલાલ બાપુજીને કોઈ પણ જાતનો સંબંધ રહેલો નથી.

---

પ્રથમ પ્રગટ થયેલા છુટક ભાગો ૫-૬-૭-૮ માં કવિ જેઇતારામ ભગવાનદાસ પાસે ઘણો સુધારો વધારો કરાવી ભાગ ૯ થી ૨૦ યોગ્ય બદલો આપી ખાસ રચાવવામાં આવેલ છે.

---



બુકસેલર જદુલાલ નારણદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે—નડીયાદ.

પ્રત ૨૦૦૦ આવૃતી ૯ મી સને ૧૯૩૦

અમદાવાદ પાનકોરના નાકે, ચાંપાનેરીની વાડીમાં "વાસુદેવ" પ્રીન્ટિંગ પ્રેસમાં ઇશ્વરલાલ મોતીલાલે છાપી

શ્રીહરિ

# સોળ વરસની સતિ
અને
# નવ વરસનો પતિ
ઉર્ફે
## બાળ લગ્નનો બળાપો.

---

ભાગ પહેલો.

---

રાગ—બારમાસી

અરેરે સોળ વરસે, વીવા કર્યો તો હરશે;
માબાપ તો હુલાસી, મુજને અતી ઉદાસી—૧

મારી બહાર જાન આવી, સખીઓ તે જોઇ લાવી;
કે કંથ ઉંમર નાની, કાઢીશ ક્યાં જુવાની—૨

આ વાત સાંભળીને, પડી હું મુર્છા ખાઇને;
ઓ ઇશ કેમ કરવું, મુંઝાઇ મારે મરવું—૩

મારો જુવાની તાનો, પિયુડો મારો નાનો;
માબાપે કીધું ભુંડું, સોધ્યું ના જોડું રૂડું—૪

હું કહેતી'તી ફળીયામાં, કે જઇશ સાસરામાં;
ત્યાં જઇને રંગ માણું, પણ આવું ન્હોતું જાણ્યું—૫

માબાપે ઉંધું કીધું, તેને કરવું મારે સીધું;
કરી હર્ષથી સામૈયું, ફરી બહાર સર્વે ગયું—૬

ગયાં સર્વે મને મેલી, હું ઘરમાં અકેલી;
વીચારમાં થઇ ઘેલી, છું દુઃખમાં ડુબેલી—૭

મને વાર નથી મરતાં. પણ આપઘાત કરતાં;
અવતાર સાત આવે, આ એકે પાર આવે—૮

જેવી પ્રભુની મરજી, એ વાત એણે સરજી;
એવું મનમાં વિમાશી, બેઠી જઇ અગાશી—૯

જોઉ જાન ચાલી આવે, ગોરીઓ ગીત ગાવે;
મને નયને નીર આવે, ઉદાસી ઉપજાવે—૧૦

ગઈ જાન સઉ ઉતારે, જમવા સહુ પધારે;
વિવાહના વીચારે, હું રોઉં વારે વારે—૧૧

પછીજ માંયરામાં, હું બેઠી તેની સામાં;
નીરખીને નાનું બાળ, અંગે ઉઠે છે ઝાળ—૧૨

હું ઉઠી જ્યારે પરણી, નવ વાત જાય વરણી;
મુને અતી બળાપો કોને કહું કઢાપો—૧૩

હું બનીતી દીવાની, થઈ જાન ચાલવાની;
સરવેજ રાડ પાડે, બેસો વહુજી ગાડે—૧૪

હું જઇને ગાડે બેઠી, પુરી ચીન્તામાં પેઠી;
હૈયું ભરાઇ જાતું, કે મુજને ન રહેવાતું—૧૫

નીરખીને મારૂ મુખ, સઉ કે છે શું છે દુઃખ;
પીયર છે પનોતું, વળી સાસરૂં છે સોતું—૧૬

લાજું જવાબ દેતાં; ઉપડે ન જીભ કેતાં;
બીજાં શું જાણે મારૂં, હું ક્યાં જઇ ઉચારૂં—૧૭

હું એને નથી રોતી, પણ કંથ સામું જોતી;
અરેરે નાનું બાળ, હજુ વહે છે લાળ—૧૮

અરે આનામાં શું છે, એ સંગ માણવું છે;
કેવાં નશીબ બળીયાં, આશા થયાનાં પડીયાં--૧૯

રસ્તે આવું છું રોતી, એમ સાસરામાં પોતી;
નણંદીઓ મારી સાથે, મુને ઝાલી એક હાથે--૨૦

વહુ હવેલી જુઓ તો, ઠાલાજ શું રૂવો છો;
પઇસા અહીં છે પુરા, વૈભવ નથી અધુરા--૨૧

કેવા દીસે કબાટ, આસા પડેલા ખાટ
વિવિધ નવ રંગ, જુઓ પડયા પલંગ—૨૨

જોઈને આવું સુખ, વીસારી મેલો દુઃખ;
શા માટે રે રડો છો, કાંઈ અમને કહો છો—૨૩

એવુંજ કીધું જ્યારે, કેતી હતી હું ત્યારે;
શરમાણી ખુબ ચીતે, કહેવું ન આવી રીતે—૨૪

આ દુઃખ કયાં બતાવું, કોને કહુંજ આવું;
પણ જાણ્યું મનડામાં, છે ઝાળ તનડામાં—૨૫

બળી માળ ને હવેલી, ભલે બળી જાય વેલી;
મને સાસરૂ છે સુળી, પઇસામાં મુક પુળી—૨૬

જોઇને આ કબાટ, મને થાય છે ઉચાટ;
તારી ખાટય નાખ ખુણે, મને દુખ આવી પુણે—૨૭

વિવિધ આ પલંગ, જોતા નથી ઉમંગ;
તારો ભાઈ નાનો બાળ, દેખી ઉઠે છે ઝાળ—૨૮

પણ મન માન્યો સ્વામી, હે દઈવ હું ન પામી,
મેં વરત નહીં કરેલા, બહુ પાપ તો ભરેલાં—૨૯

પછી નણુદી મારી બોલી, વહુ જાવ બાર ખોલી;
જઈ સુઇ તો રહોને, ઉદારી મુકી દોને—૩૦

હું ગઈ ત્યાં ઉમંગે, પોઢ્યા પીયુ પલંગે;
જઇ ગોદડું મેં તાણ્યુ, પિયુડે મારે જાણ્યું—૩૧

ચાખી ઉભેલી જોઇ, શું ચુડેલ આવી કોઇ;
મને જાણી એણે ભુત, કર્યું જ એણે તુત—૩૨

તેણે તર્ત રાત પાડી, હું તો દોડ મારી માડી;
કે વોય મારા બાપ, આ કર્યાથી આવ્યું પાપ—૩૩

હું બોલું થોડી થોડી, નણદીજ મારી દોડી;
મારા ભાઇને આ મારે, કોઇ આવો આની વારે—૩૪

પોતે જ મોટી થઈ છે, એની બુદ્ધી ફરી ગઈ છે;
એમ બાર વાત થાયે, મારૂં દીલ બહુ મુંઝાયે—૩૫

આ દશ કેમ થાશે, અહીં લાજ મારી જાશે;
શરીર મારૂં ધ્રુજે, વિચાર તો ન સુજે—૩૬

ભલે થાય જે થવાનું, ફરી કાઢયું મેં ખાવાનું;
પીયરથી જે લાવેલી, દીધું પલંગ મેલી—૩૭

વસ્તુ ખાવાની ઝાઝી, તે દેખી થયો રાજી;
એમ કહી મેં ચખાડયું, હવે રાડ નહીં જ પાડું—૩૮

ખાતાં ખાતાં તે બોલ્યો, તમે કોણ છો તે બોલો;
તું શીદ આંહી આવી. તે દે મને બતાવી—૩૯

રે શો જવાબ દેવો, કાંઈ ન જાણે એવો;
અરેરે છેક નાનો, બહુ વારે રહયો છાનો—૪૦

વીચાર ઠીક કીધો, જવાબ ઠીક દીધો,
કહ્યું મેં વીચારી, હું નારી છું તમારી—૪૧

હું આવી છું ઉમંગે, સુવા તમારી સંગે;
રમોને રૂડે રંગે પ્યારા પીયુ ઉમંગે—૪૨

તું શું રમત લાવી, તે દે મુને બતાવી,
તું આવી ફોસલાવા, પેંડા પુરી દે ખાવા—૪૩

રમતની નથી ખામી, તમે ખાઓ મારા સ્વામી;
બહુ પ્યારથી જણાવ્યું, રમત રૂડી ગણાવું—૪૪

સોળ સોગટાંને પાસા, રમવા કર્યા છે ખાસા;
ચોપાટ આ છે પાસે, રમીએ આપણ સાથે—૪૫

તેમાં જે કોઇ હારે, પ્રભુ ચઢે તેની વારે;
નાખોને દાવ સ્વામી, કાંઈ ન રાખો ખામી—૪૬

રમતાં રમતાં રૂએ, ટગમગ સામું જુવે;
નીરખીને મારૂ મુખ; અતીશે લાગે દુઃખ—૪૭

આવા કજોડ સ્વામી, અકકલ તણી છે ખામી;
એ બેઠા બેઠા રૂવે, વળી મારા સામુ જુવે—૪૮

સમજ્યો ન કાંઇ બાળ, મને અંગે ઉઠી ઝાળ,
આસાથે રે'વું વાસો; ઉંડો મુકયો નીસાસો—૪૯

શી વાત કહુંજ બેની, લાંબી કથાજ તેની,
નથી કહીજ જાતી, નથી છાતીમાં સમાતી—૫૦

તું બહુજ મારી પ્યારી, તેથી તેને ઉચ્ચારી;
જો બીજે કાને જાશે ફજેતી મારી થાશે—૫૧

આ એક દીન ખાસો, એવો બન્યો તમાસો,
હસવું ને બીજી હાણ્ય, એ વાત આવી જાણ્ય—૫૨

સઉ ગયા ગામ મેલી, હું ઘરમાં એકેલી;
પીયુ ગયેલ રમવા; તે વખતે આવ્યા જમવા—૫૩

આવીને તાણ્યો છેડો, મુકયો ન મારો કેડો;
તું આપ મને ખાવા નાહીં તો ન હઉ જાવા—૫૪

બ્રાહ્મણ આવ્યો માગવાને, હું લાગી ભાગવાને
આવી ઉભો ફળીમાં દે બાઇ તુ તો બીમા—૫૫

હું બીને નથી જાતી, પણ ખુબ શરમાતી
માગે પિયુડો ખાવા, દે તો હઉજ જાવા—૫૬

મુકાવ્યો મેં તો છેડો, તોયે ન મુકયો કેડો;
એ રાડ પાડી રૂવે, બ્રાહ્મણ ઉભો જુવે—૫૭

બ્રાહ્મણ વચન કે આવાં, એને આપો બેન ખાવા;
બાળકની હઠ એવી, પણ માની હઠ કેવી—૫૮

બ્રાહ્મણની સુણી વાણી, મુકયો નીસાસો તાણી,
હું શું દઉં જવાબ એ છોરૂનો છે બાપ—૫૯

શરમાણી મનમાં તો, આપી કર્યો મેં જાતો,
આશીષ આપો આવી, લખ્યું હશે જે ભાવી—૬૦

આવા બને તમાશા, તેથી નાખુ નીસાસા,
તુજ પાસ વાત થાય, બીજે તે કયાં કહેવાય—૬૧

મગન સુણી વાણી, તમે સમજો સઉ પ્રાણી,
અપુર્ણ રહેલી વાત, કહેવાસે બીજે ભાગ—૬૨



# સોળ વરસની સતી
## અને
# નવ વરસનો પતિ

## ભાગ બીજો

### રાગ બારમાસી

નણુંદની સાથે રહું છું, દુખોમાં ડુબી જઉં છું;
સંસાર ચીત છોડી, પ્રભુમાં ચીત જોડી—૬૩

વળી મનમાં વિચારૂ, કરવાનુ નથી બારૂ,
વીરહની અકળામણુ, હું કયાં જઇને કાઢું—૬૪

પ્રીતમનું દૂખ ભારી, પ્રભુ ચડજો મારી વારી;
સ્વામી છે મારો છોટો, માટે કરી દો મોટો—૬૫

એમ કહીને રોઉ, પ્રીતમના સામુ જોઉં;
ઉભો તો બાની પાસે, તે દેખી મુને નાસે—૬૬

વળી દેખી તેના ચાળા, મારા મન બળે લાળા
એ વાત ઉર વિચારી, પકડીતી વીખ ઝારી—૬૭

આમાં વાંક નથી મારો, મુજ પીતા હત્યારો;
દીકરી કજોડે આપી, હાથે બન્યો છે પાપી—૬૮

માતા મન સાંધી, તો નાખી દે મન બાંધી;
નાના પતીની સાથ, ઝલાવ્યો મારો હાથ—૬૯

પતીને સમજાવ્યોં, તોય ભાનમાં ન આવ્યો,
મને બા કહીને બોલાવે, મારી પુઠળે તે આવે—૭૦

સખી તું દૂર થાને, ઘરમાંથી બહાર જાને,
વળી સુણી મારી, વાત કરવા દે અપઘાત—૭૧

મને દુઃખ પડે છે શહુએ, હું ક્યાં જઇને કહુએ
પતી તણા વિયોગ, શી રીતે હવે સહીએ—૭૨

માટે સખી ઓ મારી, બંધ કરને તું બારી,
સંસારથી જવાની, આવી છે મારી વારી—૭૩

તુજ માતા પીતા એવાં, દુનીઆમાં જોવા જેવાં;
છુપેલા દેવ પુંજી, ફરી માગી લેવા જેવા—૭૪

કુદરત અપાર ખુબી, માટે આવી તું ઉભી;
પણ પ્રાણનાથ મારા, છે મુજને તારનારા—૭૫

આવો ને મારા સ્વામી, રાખો જરા ન ખામી.
દુઃખી છે દીન દારા, દીલદાર યાર મારા—૭૬

તારા ફોટા જ્યારે દેખું, ત્યારે વાત એમ પેખું,
ઓ વાલા આવો પાસે, પુરોને મનની આશે—૭૭

મને આમ શીદ બાળો, આવીને હવે ઠારો,
મારાં મરજો માને બાપ, મેં શું કર્યાં ત્યાં પાપ—૭૮

વળી પરણી માથાં કાપ્યાં, નવ સુખ મને આપ્યાં;
મારા સુખના સમયે, તે દુઃખ મારાં માપ્યાં—૭૯

ઉંચી છે તારી મેડી, કુળવાન તારી પેઢી;
તે સર્વે અહીંયાં રહેશે, નવ દુઃખ મારૂં લેશે—૮૦

સરવે વાતે સુખી, પણ એક વાતે દુઃખી,
તે મન મારૂં જાણે, પીયુ દયા ન આણે—૮૧

એમ કહીને બાર બેઠી, પછીથી ઘરમાં પેઠી;
પાણીડાં ભરવા કાજે, પ્રીતમ મળ્યાં ત્યાં આજે—૮૨

મેં હાથ તેનો ઝાલ્યો, પણ તે જરી ન હાલ્યો;
ઉપરથી બુમ પાડી, મારી આબરૂ બગાડી—૮૩

તેથી હું ગભરાણી, ખુણે જઇ છુપાણી;
સાસુડી મારી ખાશે, અરેરે કેમ થાશે—૮૪

જાણ્યુ તું જઇ જમીશું, નીજ સાથમાં રમીશું;
ત્યાં જઇને સુખ માણ્યું, તે લોકે સર્વે જાણ્યું—૮૫

ખુણામાં બેસી રોઉં, ફરી આડી અવળી જોઉં,
વીધીએ લખેલું દુઃખ, તો ક્યાંથી મળે સુખ—૮૬

પછી મનમાં મુંઝાઉં, શી રીતે બહાર જાઉં;
જો આજ નહી જવાયે; સાસુડી ગુસ્સે થાયે—૮૭

ફરી ફરી વીચાર, નીકળી હુ તો બહાર;
તેવામાં નણદી બોલી, મારા ભાઇને શું મારે—૮૮

વળી સુણી તેની વાણી, હું બહુ થઈ દીવાની;
સઉ વાત મનમાં લાવું, પણ કોને કહું હું આવું—૮૯

પીએર રહીને મેં તો, અધિક સુખ માણ્યું;
સાસરીએ પડશે દુઃખ, મેં તેવું નોતું જાણ્યું—૯૦

વળી ગમતું નથી ખાવું, અરે શરીરે નાવું;
મને ઉંઘ નવ આવે, ઉદાસી ઉપજાવે—૯૧

નીંદ્રા દેવીને તાબે; પ્રીતમ તો થયા તા;
મારા મનના ઉમળકા, મુજ મનમાં રહ્યાતા—૯૨

પછી હું જઇને બોલી, દરસન દીયોને સ્વામી;
પડદો દીયોને ખોલી, નવ રાખો જરી ખામી—૯૩

તોયે ન સામુ જુએ, પડયો પડયો તે સુએ,
તે દેખી હું ડરૂં છું, નીજ સાથમાં રહું છું—૯૪

દીલ માંહી દુઃખ આવે, હીમત કોઇ ન આવે;
મુર્છા ખઇ પડતી, દીન રાત રહું હું રડતી—૯૫

મરજો કુટુંબ કબીલો, મરજો ભાઇ છબીલો;
ઉદર પોતાનું ભરવા, તે પડયો વચ્ચે નડવા—૯૬

પુત્રનું ભલું કરવા, માબાપ પડયાં આડે;
પોતાનું ભલું કરવા, દીકરીને નાંખી ખાડે—૯૭

આ જગતમાં હમોને, કો નથી તારનારો;
ઓ પ્રભુ આવ વારે, આવ્યો છે તારો વારો—૯૮

માબાપે જન્મ આપી, મને દુઃખમાં છે નાંખી;
સાસુ અને નણુંદના, હુકારા રહી છું સાંખી—૯૯

બધી હમારી વાતો, નણુંદીને જ્યારે કીધી;
ત્યારે ઉપરથી ગાળો, બે ચાર મુને દીધી—૧૦૦

હુક્ક છે પ્રભુજી મારો, શું જીંદગીને બાળો;
કો રીતે ન ફાવી, તે મુજને છે તાવી—૧૦૧

માટે બતાવો રસ્તો, આવે પીયુજી હસ્તો;
સઉ દુઃખ મારૂં તારી, મુજને લીઓ ઉગારી—૧૦૨

શરીર સઉ સુકાઈ, ખોખું થયું છે ખાલી;
તાકાત ન રહીરે, વિના મોતથી મરીરે—૧૦૩

વળી નિશાળે જાતો, લેઈ રેવડી તે ખાતો;
તે ઘેર આવી કહેતો, મારે છે મુજને મહેતો—૧૦૪

આ બોલ સાંભળીને, ઘણી હું મનમાં લાજું;
જરી જો વચમાં બોલું, રે હાડકું ન સાજું—૧૦૫

સાસરીએ સાત માસ, રહી હતી હું જ્યારે;
માબાપે મન વિચારી, આણું કીધું તું ત્યારે—૧૦૬

પીયરમાં જઇને ભોજાઇ, હતી જે મારી શાણી
સાસરીઆ કેરા દુઃખની. વાતો કહી મેં છાની—૧૦૭

ભોજાઇ હતી જે ડાહી, સમજીને આવી આંહી;
મુજને શીખામણ દેવા, તે વાત બેઠી કે'વા—૧૦૮

સતિ મીરાંના દુઃખનો, ચીતાર તેને કીધો;
બળેલા મારા જીવને, દીલાસો તેણે દીધો—૧૦૯

બીજે ચીતારે તેણે, દમયંતીને દેખાડી;
મારા હૃદયને એવી, ધીરજની છાપ પાડી—૧૧૦

દમયંતી સતી શાણી. પ્રીતમે વન આણી;
તોયે તે નવ છોડે, સ્વામીની સંગ દોડે—૧૧૧

માટે ઓ બેન મારી, હીમત શું તુ હારી;
આ દુઃખ શું તું માને, કયાં ગઇ છે તારી સાને—૧૧૨

એમ કહી ભોજાઇ, મુને હીમત ઘણેરી આલી
રડતી મુને જોઇને, નીજ બાથમાં તો ઘાલી—૧૧૩
ભોજાઇ ઠપકો દીએ, મુજ મન બહુ બીએ
પસ્તાઇને શું કરશો, મુંઝાઇ રોજ મરશો—૧૧૪
દમયંતી જુઓને, પતિની સંગ ગઇતી
અરે અર્ધ વસ્ત્ર છતાં, નિજ સાથમાં તે રેહતી—૧૧૫
નળરાય તેહને તો; મુકીને ગયો નાસી
પણ સતિ સુખ માણી, શોધી રહીતી ખાસી—૧૧૬
કરતી હજારો વ્રત તે, શીદને ગયાં ધોવાઈ
એ સર્વ ઇશ જાણે, તુજ કર્મની નવાઇ—૧૧૭
જેનો અપાર મહીમા, મહીમાં રહ્યો છવાઇ
કુલટાઓ સુખ માણે, તુજ કર્મની નવાઈ—૧૧૮
દીકરીને દુઃખ શું છે, તે તો કોઇ ન જાણે
ગૃહસ્થો થવા તણાતે, વિચારો ઉર આણે—૧૧૯
હવે ઓ બેન મારી, કહું છું કથા હું સારી
છે સર્વ વાતે સુખ, પ્રીતમનું ભારી દુઃખ—૧૨૦
મગન તો પુછે છે, શી રીતે તો રહેશે
બાકી રહેલું એનું, ત્રીજા ભાગમાંહી કહેશે—૧૨૧

---

# સોળ વરસની સતી
## અને
# નવ વરસનો પતિ

### ભાગ ત્રીજો

રાગ—બારમાસી.

પિયુ સંગ પ્રેમ રાખું નવીન વાતો ભાખુ
તોયે તો નવ બોલે હસીને નવ ડોલે—૧૨૨
જ્યારે બહુ સતાવું ત્યારે કહે તો આવું
તું ના કરીશ વાતો એમ કહીને મારે લાતો—૧૨૩
સાસુડી મારી દેખે ત્યારે વાત એમ પેખે
લાવો વહુજી લાડુ પુત્ર વિદેશે કઢાડું—૧૨૪
સાસુની વાત જાણી અરે ઉભી છાની માની
તે જોઇ મને બળતી નવ દેખે ત્યારે ઠરતી—૧૨૫
ક્રીયા ભવનું વેર વાળી મારો મનખો દે બાળી
એ ઇશ આવે વારે મારૂ દુઃખ સર્વે ટાળે—૧૨૬

બે હડા છે રબરના વળી ભર જુવાની બરના
પિયુ વિદેશે જાશે મારૂં અહીં શું થાશે—૧૨૭

ગોરા ગુલાબી ગાલ કમર કમાન વાળ
તેવું છે મુજ અંગ રમું હું કોની સંગ—૧૨૮

કારતકે સાહેલી મને કંથ ગયો મેલી
મને કામ બાણ વાગી ઝબકાને હું તો જાગી—૧૨૯

હવે શું કરૂં માડી દુઃખ ભોગવું છું દાડી
એ વાત કોને કહેવી મનમાં વીસારી લેવી—૧૩૦

સુણુ સખી તું છે મારી બળવંત બુદ્ધિ તારી
રસ્તો બતાંય બેની ઓલાય ઝાળ વેલી—૧૩૧

પાકયાં ખેતર સર્વે ઘણી લણે છે ગર્વે
પાકી જુવાની મારી નાથે મુકી વિસારી—૧૩૨

તાડે પાકી છે તાડી ફુલ પાકયાં ફુલવાડી
રામ સીતાને વાલાં ભોગે ભમર કાલા—૧૩૩

અરે માગશરે દીવાની હું નથી જીવવાની
વળી વસ્ત્ર છે રંગાળા જરી કોર સેડ વાળાં—૧૩૪

પહેરૂં હું કોને કાજે દેખીને તન દાઝે
સ્વામી વીના શું કરવું વિજોગ દુઃખ મરવું—૧૩૫

કરવું તો કોની સારૂં ખાન પાન તો રૂપાળું
ઉડે છે અંગે દારૂ શી પેર બાઈ ઠારૂં—૧૩૬

ઝરે છે નીર નયને ભીંજાય શીર શયને
આવો નાથ ઓ મોરારી ખબર હયો હમારી—૧૩૭

પોશ માશ આવ્યો તોય કંથ ન આવ્યો
જોબનીયું જાય ઝરતું એથી બીજું શું નડતું—૧૩૮

ચાલો સઉ ગામ જઈએ પ્રીતમના ગુણ ગઇએ
સખીઓ સઉ ભેગી થઈએ દુઃખોની વાતો કહીએ—૧૩૯

જ્યાં સુધી બનશે આવું મને ગમશે નહીં ખાવું
પીયુડો મારો મળશે ત્યારે તો જીવ ઠરસે—૧૪૦

અરેરે આવો નાથ ઝાલોને મારો હાથ
મને પ્રેમે નવ બોલાવો સઉ દીલ તો ખોલાવે—૧૪૧

આમ કહી મુંઝાવું સખી કોને કહું આવું
ઓ ઈશ વારે ચઢજે સૌ કાર્ય મારૂં કરજે—૧૪૨

મહા મહીનો બેઠો પીયુ ગામમાં ન પેઠો
મન મારૂં ગભરાયે અરેરે કેમ થાયે—૧૪૩

ખબર મારી લીઓને જવાબ કંઇ દીઓને
પીવાડી પ્રેમ પ્યાલી તમે ગયા છો ચાલી—૧૪૪

તહેવાર જ્યારે આવે પિયુ સ્વપ્નમાં સતાવે
આંખ ઉઘાડી દેઉં તો કાંઈ નવ જોઈ—૧૪૫

પછીથી બેઠી થાઉં છું દિલને શિખામણ દઉં છું
પ્રીતમ મારા પ્યારા તું કેમ થાય ન્યારા—૧૪૬

મુજ સંગ રમનારા કમળના ભમનારા
તને ટાઢ બહુ એ વાય મારૂં તો શું એ થાય—૧૪૭

રૂડો ફાગણ પુલ્યો છે ખુબ કેસુડો ખીલ્યો છે
તેવું વિરહ કાવે તોય કંથ નવ આવે—૧૪૮

જેમ હોળી તો બળે છે તે દીલડું કળે છે
હું નોતી તારી નારી તેથી જુવાની બાળી—૧૪૯

ધુળેટી આવી પાસ કેમ રાખું તારી આશ
પરણેત પિયુ મ્હારા કેમ થાય છે તું ન્યારા—૧૫૦

તને ઘટતું નથી આવું મુજના વિના તે ખાવું
ચોરીમાં હાથ ઝાલ્યો જીવ મુજનો તો બાળ્યો—૧૫૧

આ ચૈતરે બગીચો ભર્યો છે ગીચો ગીચ
ગુલાબ કેરી વાડી ખીલે છે દાડી દાડી—૧૫૨

વળી આંબા જેમ પુલે જોબનીયું મારૂં ઝુલે
ડમરો જુઈ ગુલાબ ગુલ તોરાનો શું રાગ—૧૫૩

લીલાં પીળાં ને રાતાં પુલડાં તે હરખાતા
તું મુકી રહયો જાતો મને શોક નથી માતો—૧૫૪

કુમળી આ કરમાય મને વિરહ નવ માય
બળતીને નહિ બાળો મારૂં દીલ આવી ઠારો—૧૫૫

છોગાળા છેલ આવો નવીન વસ્તુ લાવો
પછી પ્યારીને બોલાવો લીયો જોબનનો લ્હાવો—૧૫૬

વેશાક કેરા માસે તમે આવો મારી પાસે
જોઉ તમારી વાટે નદી નાળા કેરા ઘાટે—૧૫૭

જેમ દીન વહેતા જાય મનખો તે રદ થાય
દિલ મારૂ બળી જાય શરિર તો સુકાય—૧૫૮

આ જળનાં જીવડાં તો વાદળામાં કેમ રહેશે
પરણેત તારી નારી દુઃખ કેવી રીતે સહેશે—૧૫૯

વળી બાળપણામાંથી મારૂં હીત ન વિચાર્યું
માબાપે મારા કર્મે આ કજોડું કયાં લગાડયું—૧૬૦

અરે બહુ થયું છે સ્વામી કહુ છું શીષ નામી
તમે ઝટ ઘેર આવો ભોજન રૂડાં ખાવો—૧૬૧

વળી જેઠ માસ જાણી શરમ કંઇક આણી
ઉનાળે ઉલી જાયે પણુ તું તો ન દેખાય—૧૬૨

ઘડી ગણુતાં માસ થાયે આઠ પહોર કેમ જાયે
આવું દુઃખ મારૂં જાણી પધારો પ્રેમ આણી—૧૬૩

સુંદીર શરમાળા તમે મુકો સર્વ ચાળા
તમે ઘેર આવી ચઢજો સૌ દુઃખ મારાં હરજો—૧૬૪

પીયુ તમારા કાજે હું જીવ આપું આજે
તને કાંઇ જરી ન લાગે તું કેમ દુર ભાગે—૧૬૫

વળી કરશો નહીં આવું હું કોને દુઃખ કહાવું
તમે આવો ઘર વિષે કાઢીને સરવે રીસ—૧૬૬

અસાડ માસ આવી વીજળી તે મેઘ લાવી
ચમકારો બહુ ચલાવી મુજને દીધી હલાવી—૧૬૭

સુકાઈ થઈ છું આવી તેં મુને બહુ સતાવી
હવે ચઢજે મારી વારે લાવીને ઝટ પારે—૧૬૮

સુખ સજ્યામાં હું જાવું ખાલીજ ડોલાં ખાવું
સુતાં છે સ્વપ્નામાં તમારૂં નામ ગાવું—૧૬૯

અવધ થઇ છે વાલા શરમાવો શીદ ઠાલા
હવે તો ઘેર આવો મુજ દીલ તો રીઝાવો—૧૭૦

અરે કહું છું કરજોડી દેશો ન તરછોડી
હું દાસી છું તમારી વેલી લીઓ સંભાળી—૧૭૧

સુંદર જુઓ આવશે ફુડાં મુકયાં નાવશે
તે જાણી ઘેર આવો મુજ મનને તો ભાવો—૧૭૨

કેમ વાલા દુર જાઓ મને તો શું સતાવો
પ્રભુએ કેર કીધો આપે દગો શું દીધો—૧૭૩

જુવાની ચાલી જાશે ત્યારે તું પસ્તાશે
તેમાં શું તારૂં વળશે નવ દુઃખ મારૂં ટળશે—૧૭૪

હું બહુ લખું છું આવું શુભ સંદેશા જે કહાવું
સોને શ્રીફળ મઢાવું તુજને મનાવા આવું—૧૭૫

ગયા છો તરછોડી મમ પ્રીતને તરછોડી
વીના વાંકે સતાવી લખ્યુ હશે જે ભાવી—૧૭૬

નોતી માંગતી હું માફી ચરણમાં શીશ નાંખી
હવે ગઇ છું હારી આવીને લેજો તારી—૧૭૭

આ વખતે નથી કોઈ માટે રહી છું રોઈ
તે અરજ કાન ધરજો મારૂં દુઃખ આવી હરજો—૧૭૮

ઉઠે છે અંગે આગે ઘણી મને તો લાગે
હું કયાં જઈને કહું શી રીતે હવે રહું—૧૭૯

મગને સર્વે કીધું પણ અહીંયાં મુકી દીધું
બાકી રહેલું એનું ચોથા ભાગમાં લખાણું—૧૮૦



# સોળ વરસની સતિ

અને

# નવ વરસનો પતિ

ભાગ ૪ થો.

રાગ—બારમાસી.

સઉ જશે મારી બાજી તેથી થશો શું રાજી
હવે વીચાર લાવો તમે ઘેર પાછા આવો—૧૮૧

આખરે દગો દીધો વિશ્વાસ ઘાત કીધો
તમે હાલ મારા જુઓ જોબનીયું નવ ખુવો—૧૮૨

મેં ખુબ વેઠયાં દુઃખ નીજ સાથમાં તો ભુખ
હવે હ્યો મને તારી દો મનખો ન બાળી—૧૮૩

છઠ્ઠીના લખ્યા લેખ તેને મારે કોણ મેખ
શો દેવ મારા કર્મે લખેલો શું છે મર્મ—૧૮૪

આવા વીચાર લાવું સખીની પાસ જાઉં
ફરી આડી અવળી થઈને મુજ દીલને રીઝાવું—૧૮૫

મન ગમતા મારા તાજે આવોને ઘેર આજે
હું તલસું તમ વિના રંગીલા રસ ભીના—૧૮૬

જુઓને ઘરમાં પ્યાલા પડી રહ્યા છે ઠાલા
તમારા વીના સ્વામી પીએ તે કોન પાણી—૧૮૭

વળી પડયાં છે વાજાં ટેબલ ખુરશી ઝાઝાં
હીંડોળા ખાટ ઝુલે પણ કોણ આવી ડુલે—૧૮૮

સારંગી શું આ શોભે પડી રહી છે મોભે
ઉધેવ તેને ખાયે જોબન મારૂં જાયે—૧૮૯

વીલંબ ન કરશો માટે કહું છું સીર માટે
સઉ વાટ ભુલી જાજો આવીને ઘેર નાજો—૧૯૦

જેમ દીન ઝાઝા થાયે જોબન મારૂં જાયે
તે તો તું નવ જાણે હવે તો દયા આણે—૧૯૧

જેનો પીયુ વીદેશ જાયે તેનું ખરે શું થાયે
તેનો કરી વિચાર તમે આવો ઝટ વારે—૧૯૨

શું આમ કેર કરો વળી ઝટ પાછા ફરો
મુકી દો સર્વે કાજે તમે આવો ઘેર આજે—૧૯૩

હીંમત ગઇ છું હારી હવે મરવાની વારી
પડે છે દુઃખ ભારી તેથી લો આવી તારી—૧૯૪

ગુનો નથી મેં કરીયો પણ બાપ મારો મરીયો
પાટા બાંધીને નાંખી તેથી રહી છું ચાંખી—૧૯૫

સઉ નથી સમજાતું જોબન રહે છે જાતું
સ્વામી તું નવ જાણે વિદેશ મોજ માણે—૧૯૬

વખત વીત્યો ભારી હું થઇ છું નીરાલી
કરી મને નોધારી જીવ દીધો મારો બાળી—૧૯૭

હવે નથી રહેવાતું સહન નથી થાતું
રાતને દીન મારૂં રે દીલડું દુભાતું—૧૯૮

તમે આવો પ્રાણ પ્યારા શીદ થાઓ છો નીરાલા
વળી આવી બેસો પાસે તે દેખી દુઃખ નાસે—૧૯૯

દયા ધરોને વ્હાલા માથે દુઃખ કેરા ભાલા
કોઇ રીતે નથી સુખી દીન રાત રહું છું ભુખી—૨૦૦

હવે થયા છો મોટા શીદ થાવ છો તો ખોટા
ક્યાં જઇને કર્મ ફોડું નવ મળશો આવું જોડું—૨૦૧

આશામાં દીન ગાળું હું આડી અવળી ભાળું
આવીને ક્યારે મલશો જીવન સફળ કરશો—૨૦૨

દાસીની અરજ ધારી દયા કરો ને ભારી
હું અબળા છું નારી કથની કહું છું મારી—૨૦૩

રહી છું અહીંયાં ભટકી વળી સીર મારૂં પટકી
નથી પામી કંઇ હું સુખ પડે છે બહું દુઃખ—૨૦૪

જુઓ સર્વ મોજ માને તે તો છે ઈશ જાને
તમારી સંઘ મારૂં અપાવ્યું કોને પાનુ—૨૦૫

તે નથી સમજાતું જોબવ રહ્યું જાતું
તે તો તું નવ જાણે વીદેસે મોજ માને—૨૦૬

આખરે આશો આવ્યો પીયુએ સંદેશો કહાવ્યો
હું જઉં છું ચીન દેશે તું રેજે આવે વેશે—૨૦૭

ત્યાં જઇને સર્વ જોઇશ હુન્નર શીખી લેઇશ
જ્યારે જાપાન હું જઈશ ત્યારે તાર મુકી દઇશ—૨૦૮

આ સર્વ જાણ્યુ જ્યારે ખાધીતી મુર્છા ત્યારે
ઓ ઈશ લે તું તાણી મુજ પર દયા આણી—૨૦૯

દુઃખથી નથી રહેવાતું કંઇએ નથી જવાતું
મારી નણુદી મેણાં મારે દીયેરીઓ બાર કાઢે—૨૧૦

દુઃખે નથી ખમાતું સૌ પાપ રહ્યું જાતુ
ઓ ઇશ આવો વારે હવે લાવો ઝટ પારે—૨૧૧

અરે ઓ શેષ નાગે તું કેમ દુર ભાગે
મને આવી ડંખ મારે મારા પ્રાણુ બહાર કાઢે—૨૧૨

તારા ગુરૂની છે આણુ તે નક્કી તું તો જાણુ
સખત ડંખ મારી લે દુઃખમાંથી તારી—૨૧૩

મને દુઃખ બહુ છે પડીયું ઠીક જોડું તેં ના ઘડીયુ
નાદાન આવું બાળે મારે કર્મ તેં કયાં જડીયું—૨૧૪

ઓ પ્રભુ લે બચાવી મુજ પાસમાં તો આવી
કૃત્ય કાળાં કરીયાં તેં પેટ તારાં ભરીયાં—૨૧૫

સ્વામી કંઇ રાખો આસે હવે આવો મારી પાસે
તમે બાળ હઠ લીધી મને છેક તાવી દીધી—૨૧૬

મારી પાસે નવ રાખી વીના મોતે મારી નાખી
જુદાઈ દોને છોડી તમે આવો ઝટ દોડી—૨૧૭

આવી ને પ્યારી કોને પછીથી લાવી હ્યોને
વીચારી સર્વે છોડો મુજ સંગ પ્રેમ જોડો—૨૧૮

વિપત્તિથી હ્યોને ટાળી મુખ આપનું દેખાડી
દુઃખ સર્વે મારૂં જાયે દર્શન તમારાં થાયે—૨૧૯

ચીન નાંખો ચુલામાં આવી ઝુલો ઝુલામાં
ટેબલ ખુરશી ઝાઝાં બેસીને થઇએ તાજાં—૨૨૦

જાપાન નવ જાશો હવે ના ભટકાશો
ઉમર તમારી થઇ છે જુવાની ખીલી રહી છે—૨૨૧

અરરે પ્રાણ નાથ આલ્યો તો કેમે હાથ
શું વાંક મારા પડીયા તેથી તમે તો નડીયા—૨૨૨

મુકો વીચાર વાલા શરમાય શીદ ઠાલા
તારાથી પેરૂં ચીર મુજ નણુદી કેરા વીર—૨૨૩

સમજુ થયા છો સ્વામી કહું છું શીર નામી
વીચાર સર્વે છોડો ઝટ ઘર ભણી દોડો—૨૨૪

ગયા છો તરછોડી મુજ કર્મને તો ફોડી
તે દીની બેસી રહી છુ હું હાથ પગ જોડી—૨૨૫

અરેરે અહીં આવો લીયોને કંઇક લાવો
તમારા વીના બીજા કોઈને નથી દાવો—૨૨૬

જુઓને નથી ખામી જુવાની રહી છે જામી
ભરેલી આ છે પેટી આવી ને લ્યોને ભેટી—૨૨૭

રાખી પુરો ભરૂસો આવીને ઝટ જોશો
હાથે ચઢેલો હીરો તમે ગુમાવી દેશો—૨૨૮

જીવતરમાં ધીક એના સ્વામી નાહાન જેના
મળે કહી દુશાલા મણી મુકતા તણી માળા—૨૨૯

કોઢી જો મળે માન પીચુળથી પડે સાન
તેનું જો નહી ભાન આ વાત આવી જાન—૨૩૦

મનોહર મુખડું તારૂં શીદને થયું છે ન્યારૂં
મને ગમતું નથી ઘડીએ સંગાત કોની લઢીએ—૨૩૧

નારંગી જેવી નારી ભભકો છે મારો ભારી
જે જુવે એક વારી તેને થાય છે આજારી—૨૩૨

નાનકડા મારા કંથ શીદને સીધાવો પંથ
વીજયનો દીન જાણી તમે આવો પ્રેમ આણી—૨૩૩

દીને તને ન દેખુ ત્યારે રાતે એમ પેખું
મારૂં જોડુ જ્યારે મળશે ત્યારે દુઃખ મારૂં ટળશે—૨૩૪

શેજે બીછાવું પુષ્પો તેની આવે ઘણી ખુસ્બો
પોઢન કાજે આવો જરૂર હયોને હ્હાવો—૨૩૫

જેને જોબને કંથ તેને સીધો છે પંથ
મેં બહુ કુર્યાતાં પાપે તેથી પીડાઉં છું આપે—૨૩૬

મને મન એમ થાયે ખાવા દે મને ફાંસી
દુનીયામાં લોક બહુએ કરે છે મારી હાંસી—૨૩૭

તેવામાં સ્વામી આવ્યા સખીએ તે બતલાવ્યા
નીજ સાથમાં વળી તે નવીન વસ્તુ લાવ્યા—૨૩૮

વળી પાસ તેના જઇને ચરણુમાં પહોતી
હૈયું ભરાઇ જવાથી હું બહુએ રહોતી—૨૩૯

નવીન વસ્તુ શું છે તે જાણુવા જરૂર છે
આવેના ભાગે તેની ખરી ખબર લઈશું—૨૪૦

આ વાત પડતી મુકી તે પાંચમીમાં લીધી
મગને જે જે બની તે સાક્ષાત કીધી—૨૪૧



# સોળ વરસની સતી
## અને
# નવ વરસનો પતિ

ભાગ ૫-૬

રાગ—બારમાસી.

છે સ્વામી ઘેર આવ્યા, તે છેતરી બોલાવ્યા,
જાણ્યું કે કાંઇ લાવ્યા, છે અંતરેજ ભાવ્યા—૨૪૨
બહુ દીનથી બળી'તી', ઘડી એક ના ઠરી'તી'
મતિ મરવા કર'તી', આશ નાથનીજ નો'તી—૨૪૩
જોયા નાથને ઉમંગે, તન કામ હોળી સળગે,
તે કયારે આવી વળગે, કે રમે રાત રંગે—૨૪૪
ઉગ્યો સુર્ય તો સોનાનો, છે મુજ પિયુ નાનો,
ચઢાવે જો એ તાનો. તો ઉતરે આ પાનો—૨૪૫
ઉમર તો હવે થઇ છે નાહાની બધી ગઇ છે,
હજુ મારી કંઇક રહી છે, ના વાત કાંઇ કહી છે—૨૪૬

હમુ દર્દ દીલ ધાથી, વિયોગ દુઃખ સાથી,
બળતી બચી હું હાથી એ નાથના આવ્યાથી—૨૪૭
મુજ નાથના આવ્યાની, સગાંએ વાત જાણી,
મળવા ઉલટ આણી, આવ્યા વદીને વાણી—૨૪૮
તું કહે ભાઈ આવ્યો, છે શરીરે સત્રાયો !
શાથી આમ તું લેવાયો, શા દુઃખમાં દબાયો—૨૪૯
પુછે પ્રશ્ન એમ ઝાઝા, સગા તજીને માઝા,
દે ડામ ઉપર દાજ્યા, એ સુણી કંથ લાજ્યા—૨૫૦
ના મુખ ઉત્તર દે છે, તે વાત ફેરવી કે છે,
મેં જાણ્યું માત રહે છે, તેથી તો મુંગા રહે છે—૨૫૧
એકાંત હમણાં મળશે, વાતો બધી તે કરશે,
મુજ ભ્રાત બધી હરશે, તવ દીલ મારૂં ઠરશે—૨૫૨
સગાં ન જાયે આઘાં, વેરી થઇને લાગ્યાં,
છે કામ બાણુ વાગ્યાં, વિયોગ દુઃખ જાગ્યાં—૨૫૩
હું જોઇ રહી છાની, કરે કંથ મહેરબાની,
નથી નાથ ઉમર નાની, એ વાત માંડ જાણી—૨૫૪
ગયાં સગાં તો વેરાઈ, આશ અંતરે છે આવી,
મુજ ઉઘડ્યું ભાવી, જાણી સખીઓ બોલાવી—૨૫૫
એવે સખીઓ ત્યાં આવી, મેં સાનમાં સમજાવી,
લાવો નાથને બોલાવી, રે'મ અંતરમાં લાવી—૨૫૬

સખી સમજી છે સાનમાંહી જઈ ઉભી તે નાથ સહી
કરી ધીમેથી વાત રહી, ઘડીવાર ત્યાંજ થઈ—૨૫૭

રવી આથમી ગયો છે ત્યાં પડી રજનીની છાંય
સખી મોકલી છે તોય નાથ આવ્યા ન કાંય—૨૫૮

હું તો જોતી રાહ બેઠી, હતી આશ અંતર મોટી
હું નાથ રાહ જોતી શું પડશે વાત ખોટી—૨૫૯

મુંજ જીંદગીમાં પહેલી, છે રંગ રાગ હેલી
રમે રંગે પીયુ રેલી એ રાત આ છે પહેલી—૨૬૦

થઇ ઉમર પચીસ પણ કાઢી છે પીયુજ વણ
હજુ સુતાં ન બેઉ જણ પામી પીયુ પ્રેમ વેણ—૨૬૧

બેઠી એકલી વીમાસતી, હતી દુઃખને સંભાળતી
છાનાં આંસુડાં સારતી, હું નાથને સંભારતી—૨૬૨

તવ ત્યાં સીડી ખખડી, જાણ્યું કે આવી ચઢયું
હું જાગી તે જ ઘડી નજર દ્વાર પડી—૨૬૩

હું ઉઠી સામે ધાઇ નિશ્વાસ ઉંડો ખાઇ
મુજ સખી આવી જોઇ, સાથે છે લાવી કોઈ—૨૬૪

આવી વિધુત વેગે, કરી નાથ મુજ બેગે
બોલી બાળા તે એમ લે આવી કુશલ ક્ષેમ—૨૬૫

તને સોંપ્યા તુજ નાથ, રંગે રમજો રાત
વહેલા ઉઠજો પ્રભાત, સુખે સમરો શ્રી નાથ—૨૬૬

સખી કહીને પાછી વળી ન વાર ઝાઝી
સાંકળ બ્હારથી વાસી, ગઇ ચુપકીથી નાસી—૨૬૭

જોઈ નાથ મુને ભડકયા, હજુય નથી અડકયા
વદન નિચે નિહાળી, જુવે સામુ ન મારી—૨૬૮

હું બોલી શર્મ તોડી, વળી તો હાથ જોડી
કેમ નાથ નીચુ ઘાલ્યું શું દુઃખ નથી સાલ્યું—૨૬૯

આ જાય જોબન મારૂં પછીથી થાય ખારૂં
તે લુંટી રંગ માણો, એ વાત ખરી જાણો—૨૭૦

ગુલાબી ગાલ મારા, ચુંબન વિણુ તારા
કરમાયે લાલ મારા, છે દુઃખી એથી દારા—૨૭૧

છે આધરો અધર અમી ચુસવાને તુજ ચુમી
આવ્યો ન દાવ ધારી, તેથી ફીકાશ મારી—૨૭૨

શ્રીફલ શા કૂચ આ કઠણુ અતિ છે આ
વિના મર્દને દુઃખ દે, અનાથ કોને કહે—૨૭૩

છાતી ફાટી જો જાય, ચોળી માંહી ન સમાય
નાથ દુઃખ એવું થાય, કોને જઇને કહેવાય—૨૭૪

કટી મારી લચકાય, પગ પાણી પાણી થાય
ભમ્યા ચીતથી ભરમાય દુઃખ કોને કહેવાય—૨૭૫

બીજુ ઘણુય થાય, એનું વર્ણન ન થાય
નાથ સમજો એ સાર, આવો કરશો ન વાર—૨૭૬

એવું કહેતી તે બાળા, કરતી ગઇ છે ચાળા
નાથ ઉભા છે જ્યાંય, આવી બાળા છે ત્યાંય—૨૭૭

પતિ ઝબકી જાગ્યો, જોઇ પાછો તે ભાગ્યો
અંતર ધારીને ડર; ધુજે ઉભો થરથરે—૨૭૮

બોલ્યો ધીમેથી સાદ; આઘાં ઉભા રહો આજ
દુર ઉભાં રો નારી, ન આવો પાશ મારી—૨૭૯

છો કોણ ક્યાંથી આવ્યા શા કારણે સતાવો
જરા શર્મ કંઇક લાવો, ન કરો ભવાડો આવો—૨૮૦

ગયું કોણ મુકી લાવી, મને તો ફોસલાવી
કરીને માફ માટે, જવા દે જીવ સાટે—૨૮૧

સુણી સતીએ વાણ, તપી ઉઠયો છે પ્રાણ
આ સુ સ્નેહનું એંધાણ કંઇક સુણોજ પ્રાણ—૨૮૨

વહાલા આપની હું નાર, ગયા મુકીને બેહાર
તે દીનની રહુ છું ધાટ મોતનો ઘડું છું—૨૮૩

બાળવયે પરણી આપ, દુઃખ પામી અમાપ
ગયા વિદેશે આપ, પ્રગટયાં છે મારાં છે પાપ—૨૮૪

રજની રોઇ વીતાવું, અન્ન ન ભાવે ખાવું
ના ગમે ક્યાંય જાવું, એ દુઃખ મમ લાવું—૨૮૫

વાતો વિવિધ થાતી, હું તેથી શરમાતી
કરૂ રૂધી આંખ રાતી, વળી કુટતી આ છાતી—૨૮૬

ઉપર સાસુડી સંતાપે, માર મોંઘેરા આપે,
દે ગાળ ધારા ફાટે, થઇ ઉમર હતી માટે—૨૮૭

કહે શોકય છપરપગી, કહે મા તું સગી
કહી વંઠી વેશ્યા લાગી, વળી જા કહે સમુળગી—૨૮૮

મુને જાણી અનાથ, આમ તજીને લોક લાજ
કરે હાંસી તે સમીસાંજ, સાંભળે ન કો અવાજ—૨૮૯

નાથ દુઃખ એવાં સહીને, વળી વિજોગે રહીને
ના દાદ કોને કહીને, દીન કાઢયા દુઃખી થઇને—૨૯૦

માટે પચીસ વરસે, પીયુને પામું હર્ષે
જો આજનું એ ટાણું અમુલ એજ જાણું—૨૯૧

માટે પીયુજી આવો, રમીને લ્યોને લ્હાવો
શાણા શું શરમાવો, વળી હાથને દબાવો—૨૯૨

કરતી એમ હાવ ભાવો. નયનો ઘણાં નચાવે
કરી એમ પાસ આવે, અંગે ઉમળકો લાવે—૨૯૩

પતિ જોઇ દુર ભાગે, તું આવ નહિ સાથે
મને વેમ કંઇક લાગે ના ભ્રાંત મારી ભાગે—૨૯૪

તું તો મોટી છે નાર હું તો હજુ છું બાળ
નથી સમજ્યો હું સાર, માટે નારી તું વિચાર—૨૯૫

સ્તી રંગ કેવી રીત, હજુ જાણુ નવ પ્રીત
એ તો કહું છું ખચીત, માટે લાગે છે બીક—૨૯૬

મુને જાવાદે તું નારી, થઇ ફજેતી તો તારી
હું કહું છું વારી વારી, છોડી દે મુને નારી—૨૯૭

હું તારે પાયે લાગું હું કરજોડીને માગું,
લે ટોપીને ઉતારૂ, તું ગણ બાળ તારૂં—૨૯૮

મુને જવા દે જીવતો; હું ઘણો તુથી બ્હીતો,
લે હાર તુને આપુ ના નામ દઇશ બાપુ—૨૯૯

એ સુણી પતીની વાણી, સતીએ બધી જાણી,
ના કાઢુ આમ લ્હાણી, આ રાત જાય ખાલી—૩૦૦

શું પીયુ આમ બોલો દીલ અંતરથી ખોલો,
રંગે રમીને લ્હાવ, લ્યોને પછીથી જાવ—૩૦૧

હતી મોટી જો આપ, તો તો પરણ્યા શું કામ,
જીવતર મારૂ નકામું, કર્યું તોયે શું આમ—૩૦૨

નાથ માટે નવ આશ; તમે ધરો નવ ત્રાસ;
અહિંથી જાવા નવ દઉં, વાત ખરેખાત કહુ—૩૦૩

હોય જતું રહેવું રાજ; મુને મારી નાખી આજ,
પછી સીધાવો ને નાથ, છેલ્લી મારી એ વાત—૩૦૪

અલબેલા ઝટ આવો, જરા શંકા નવ લાવો,
શીદ શાણા શરમાવો, કંઈક દયા દીલ લાવો--૩૦૫

સતી ગઇ કહેતી આઘી, નાથ ભેટવાને લાગી,
ગયો ખસી પીયુ દુર, કરી હૈયું ઘણુ કુર—૩૦૬

જાય દાદર ઉઘાડી, તો છે સાંકળ દીધેલી,
પિયુ નિરાશ થયો છે; હોસ ઉડી તો ગયા છ—૩૦૭

ગઈ કેડે હું તો દોડી, લાવી નાથને હું તાણી,
વ્હાલા આમ શું કરો છો, સાને મુજથી ડરો છો—૩૦૮

આવ્યા વ્હીતા વ્હીતા નાથ, બેઠા પલંગે સાથ,
લે કર હવે તું વાત, મારી જાએ મીથ્યા રાત—૩૦૯

કહો નાથ શું શું લાવ્યા, વિદેશથીજ આવ્યા,
મુજ માટે કઇ છો લાવ્યા, કે ખાલી હાથે આવ્યા—૩૧૦

તું સાંભળને નારી, કરૂં વાત હું વિચારી,
હું ગણાવું જે જે લાવ્યો, જો જવાદે આ વારી—૩૧૧

ભલે નાથ પછી જાજો, જરા પ્રેમ પ્હેલો પાજો,
માટે સુખે નાથ બોલો, હવે અંતર ખોલો—૩૧૨

ત્યારે સાંભળને નારી, લાવ્યો ઘણી ચીજ ભારી,
મતિ ચાલે નહિ તારી, એવી ઘણી તો છે સારી—૩૧૩

લાવ્યો આ ડબા પચીસ, અંતર લાવીને હું રીશ
પ્યાલા રકાબી છે વીસ, રોજ ઉકાળીને પીશ—૩૧૪

લાવ્યો બિસ્કુટ હજાર, ઉપર તાંબુલ બિહાર,
નહિ ચમચાનો પાર, મળશુ દીલદાર યાર—૩૧૫

લાવ્યો કેપ હેંટ ભારી, તું તો સાંભળને નારી,
વળી અત્તરનો બહાર, ભર્યો ડબ્બો છે ચીકાર—૩૧૬

લાવ્યો કાંસકા નવીન, એ તો ચાલે ઘણા દીન.
શીશી કંકુની તો બાર, કરૂ ટીલડી છીનાળ—૩૧૭

લાવ્યો નેકટાઈ અપાર, સાથે પીન દસ બાર
વળી કોલર અપાર, કાઢયો જનમારાનો કાળ—૩૧૮

લાવ્યો કોટ દશવીસ, કાઢી જાકીટની રીસ
લાવ્યો ઘણાય ખમીશ, પહેરી સાહેબ બનીશ—૩૧૯

લાવ્યો પાટલુન ત્રીશ કમરપટા તો પચીશ
વળી બુટ લાવ્યો બાર, તે તો ચાલે ઘણો કાળ—૩૨૦

સ્ટીક છતરી અપાર, દેવા ભેટ તેની વાર
સીગારેટને ચીરૂટ ભર્યો બંડલ છે કૂટ—૩૨૧

વાઇન વીસ્કીનો શોખ તેથી રાખો તેનો સ્ટોક
બની બજારે ફરીશ શાહજાદો હું ઠરીશ—૩૨૨

લાવ્યો એવું હું તો નાર, બધું હજુ છે તૈયાર
તારે જોઇએ તે તો માગ મને માફી તું તો આપ—૩૨૩

મને છોડું જો તું આજ, હોય કુળની તું લાજ
વળી લાજ તુજ પાય હાય મારૂં શું થાય—૩૨૪

સુણી પતીની વાણી સતી ઘણું ગભરાણી
બોલી નાથ વાત જાણી આંખે લાવી પુર પાણી,—૩૨૫

ભલે નાથ બધું લાવ્યા દીન કેટલાયે આવ્યા
નથી એકે ચીજ ખપની, હું નામ તમ જપતી—૩૨૬

ભલે નાથ નવ લાવ્યા, પણ સારૂં થયું અવ્યા
હુ તમ દર્શન પ્યાસી તે મળી ચીજ ખાસી—૩૨૭

હું દુઃખ મારાં ભુલી વળી જીંદગી અમુલી
આવી નાથ મળ્યા આજે તેથી સારાં વાનાં થાશે—૩૨૮

રમો નાથ આજ રંગે તમ પ્યારીના સંગે
ઓલાય ઝાળ તનની કે શાન્તિ થાય મનની—૩૨૯

નવ વાર કરો નાથ ઝટ ઝાલો મારો હાથ
પ્રીતે ભરીને બાથ કરો મીઠી મીઠી વાત—૩૩૦

અંગે આણી વહું જાય દીસે કંઈ કંઇ આમ
તપે ક્રમથી આ ક્ષય નાશ દુઃખ ન રહેવાય—૩૩૧

બોલ્યો પતિ ત્યાંતો વાણુ સાંભળી નારી મુંઝાણુ
તું તો આમ શું કરે છે દીલ મારૂં તો બળે છે—૩૩૨

મને છેતરીને આમ તને ફસાવ્યો શું કામ
ઉડી ગયા છે હોંસ, મુખે મારૂ આતો ઠોંસ—૩૩૩

તમે માંગો છો જે સુખ, હુંથી અપાય ન સુખ
હું તો અજ્ઞાની છું બાળ ઘણી મોટી તું છે નાર—૩૩૪

ભણ્યો ગુજરાતી હું સાત કર્યો અંગ્રેજી અભ્યાસ
ભણ્યો પુરો ઈતિહાસ, કરી કોલેજોમાં વાસ—૩૩૫

પણ કરે આ તું ઠાઠ તેનો ભણ્યો નહી પાઠ
તેથી આવડે ન કાંઈ મીથ્યા રોકી રહી આંહી—૩૩૬

મારા મેતાજીતો પુરા હતા શ્રીમાન અધુરા
સારી માડી અનુભવી પણ વાત આ છે નવી—૩૩૭

વાત આવી નથી સુણી મને મારે અમથી દુણી
થઇ ગાંડી કે ગમાર કહું હું તો વારમવાર—૩૩૮

તારૂં બોલવું જે થતું તે તો મને નથી ગમતુ
કરે હાથ લાંબા ટુંકા તે ગમે ના સમુળગા—૩૩૯

હવે છેલ્લું હું સુણાવું, ફરી અહિં નહિં આવું
મને આવડે ન કાંઇ, તેથી લાગુ મારે પાય—૩૪૦

હું લે હવે જઉં છું, હું કરગરીને કહું છું
ફરી એમ જયાં તેઉઠે, લાગે સતિ ત્યાં તો પુંઠે—૩૪૧

નાથ ઉઠો છો શું આમ, જરા કરો આરામ
બધું શીખવાડું હું કે, છોડો હવે જવાનું—૩૪૨

હું પઢાવું પ્રેમ પાઠો, શીખો જુજવાને ઘાટો
જેથી રાતે રંગ માણો, બધી પ્રીત રીત જાણો—૩૪૩

જાણી સતીનો વિચાર, હવે ફરે ન લગાર
શોધ્યો પતિએ ઉપાય, હાય હવે તે શું થાય—૩૪૪

સાંભળ નારી ચતુરસુજાણ, મારે બધાનું એંધાણ
કરૂં વૃત ખટ માસે, ત્યારે તો બધુ થાશે—૩૪૫

મને રોકીને આપ, ના વ્હોરીશ તું પાપ
પુન્ય થાશે અમાપ, માટે જવાદે તું બાપ—૩૪૬

બોલી સુણી તર્ત, ઘણાં દીન કર્યાં વૃત
હવે ત્યાગો સ્વામી આજ, દીન દાસીની આ કાજ—૩૪૭

નથી પુન્ય પાપ જેવું, શીદ હાથ આવ્યું ખોવું
પછી ભવ બધા રોવું, એ મારે નથી જોવું—૩૪૮

એવું સુણી પતિ ભાગે, પાછળ સતિ છોડી લાગે
ભરી નાથ બાથ વળગી ન કેમે થાય અળગી—૩૪૯

પીયુ નાખીયા પલંગે, વસ્ત્ર ખેંચી લીધા અંગે
રહ્યું અધુરૂ જે અહિથી, ફરી કહીશું તે તહીથી—૩૫૦

વદે વાણી કઠલાલકર કર, મગજરે વાંચી તર
ગતિ સતિની શી થાશે, હવે પછી તે વંચાશે—૩૫૧



# સોળ વરસની સતિ
અને
# નવ વરસનો પતિ

### ભાગ ૭—૮

### રાગ—બારમાસી.

પીયુ કરગરી પડયો છે સુતાં ખાટમાં રડયો છે
નવ ઈલાજ જડયો છે વિધિ લેખ તો નડયો છે—૩૫૨
ગઇ રજની એ ચાલી ના કંથે કહ્યું વ્હાલી
કર્યો શ્રમ અતિસે ખાલી કંથે બાંય ન ઝાલી—૩૫૩
કર્યો શ્રમ અતિસે અંતે તે જાણ્યું રાત અંતે
પડયું તત્વ પીયુ પંથે નીર્માલ્ય નાથ અંતે—૩૫૪
હાયે હવે શું કરવું મુઝાઇ મારે મરવું
આ દુઃખ દીલ ધરવું ભવ પાર કયાં ઉતરવું—૩૫૫
છે નાથ બ્યંઢળ જેવા ના પામું કાંઇ સેવા
નીમ્યા છે દુઃખ દેવા શી આશે કરૂ સેવા—૩૫૬
પતિ બાળ સાથ હરખે પરણીતી સોળ વરસે
જાણ્યું તું કાંઈ વરસે કો દીન કામ સરશે—૩૫૭
પણ આશ એજ ઉડી ગઈ સોપારી વચ્ચે સુડી
હું કુટાઇ રાંડ ભુંડી થઈ રેવું પડશે લુંડી—૩૫૮

જુવાની મારી જાતી મુઝાય માંડી છાતી,
હું રાંડી હોત આથી, તો હ્હાય આ સમાતી—૩૫૯
પતિ વીસ વર્ષ પુરા ન માહ્યરાં અધુરાં,
ના ઘર હજુય માંડયું, સંસાર સુખ છાંડયું—૩૬૦
મુજ જેવડી જે સખીઓ, પરણીતી સાથ બધીએ,
પછી સાસરીએ સાથે, જઈતી નાથ પાસે—૩૬૧
તે માંડી ઘર બેઠી, વ્યવહાર માંહી પેઠી,
રમે બાળ તેની ગોદે, ઝુલાવે ગીત ગાતે—૩૬૨
પતિ મુજ પાસ પ્રેમે, લુંટી મઝા તે રૈને,
પતિ પ્રેગ પુર જેને, ન દુઃખ કાંઈ તેને—૩૬૩
રે હાય સુખ મારૂં; તે સાથે સરખાવું
જમીન આભને જે છેટું, તેવું છે સુખ છેટું—૩૬૪
હું થઈતી પ્રેમ ઘેલી, આ જીંદગીમાં પેલી,
પતિ પરણે ત્યાં ઝુલે, ગયો પ્રેય એ અમુલે—૩૬૫
પતિ વિચાર્યા વિદેશે, ગયા તે બાળે વેશે,
હું રહી ઓશીઆળી, રહીતી આશા ધારી—૩૬૬
મુજ પતિ જ્યારે આવે, તવ સુખ પાછું લાવે,
હતિ ધારણા એ મોટી, પડી સહુ તે ખોટી—૩૬૭
કર્તા–સંભારી દુઃખ જુનાં, આંસુ આવીઆં છે ઉનાં,
રહે સતી તો છાની, જોઇને કંચની નાહાની—૩૬૮

સતી ધરાઇ રાઇ, ના છાની રાખે કોઇ,
પીયુ પાસમાં સુતા છે, રખો એકી ટશે જોઇ—૩૬૯
સતી રડતાં નિહાળી, દુઃખ તેનું દીલ ભારી,
રહયો આંસુ નવ ખાળી, રડી આંસુધારા ચાલી—૩૭૦
ભવિ—સતિ શાંત થઈ પુછે છે,પતિ આપને આ શું છે,
શા કારણે રડો છો, શા કારણે બળો છો—૩૭૧
હું અભાગી પુરી, તમો તે સીર ઝુરી,
કાતીલ બનીને છુરી, આજે થઈ હું શુળી—૩૭૨
હું નાથ મારૂ માગી, રહી છું જુવો જાગી,
હું નાર નીરભાગી, ના આમ હોને ત્યાગી—૩૭૩
માતાજી તમ જાણે, રૂદન થતાં આ ટાણે,
ફજેતી મારી થાયે, ઇજત બધીએ જાએ—૩૭૪
માટે રહેને છાના, જો હો પતિજ હાના,
કારણ બતાવો આના, રડો છો આમ શાના—૩૭૫
પતિ--પત્નિ રહીને બોલ્યા, પટ અંતરથી ખોલ્યા,
ઓ સુણ સતિ તું નારી, ના હોય ભુલ તારી—૩૭૬
મુજ સાથ સ્નેહે પરણી, શી વાત કહું વરણી,
હતી મુજ ઉમર નાની, હતી છેક તો નાહાની—૩૭૭
એ કાળ માંહી તુને, ના સુખ કાંઈ દીધું,
રમી બળતા સંગાથે, યોવન અકાજ કીધું—૩૭૮

માતાં પીતાએ તેવે વખત વીચારી કીધુ
સમજ્યા વિના એ સીધુ જવા વિદેશ કીધું—૩૭૯

ત્યાં દેહ મારી સુધરે માતા પીતા એ ધારે
થયું ઉલટું ત્યાં મારે બધા બુરા વિચારે—૩૮૦

ગયો વિદેશ પહેલો જોઈ થયો હું ઘેલો
હતો પાસ પૈસો પુરો મુજ તાતે દીધેલો—૩૮૧

ખરચ્યો ઘણોય શોખે બધો વગર મોખે
ચઢયો વ્યસને હું પુરો ન રહયો હું અધુરો—૩૮૨
થયો હું ચાનો રસીઓ હોટલ માંહી ધસીઓ
થયો શોખ શીગારેટે ના રાખતો હું છેટે—૩૮૩

લોજ વીશીએ ભમીને રોજ કોરૂ જમીને
મુજ હોજરી આ કુલી ગયો શોખમાં હું ડુલી—૩૮૪
થયો વીસ્કીનો શોખી બધો આધાર નાખી
બન્યો ઘેનમાં હું ઘેરો ફીકો પડયો છે ચહેરો—૩૮૫

છતાંય ટાપ ટીપે રહે તો કાંઈ બીકે
થઈતી ઉંમર મારી આવતી સમજણ સારી—૩૮૬
મીત્રો તણી મીંટીંગે ચર્ચાય વાત રંગે
વિષય તણીતો વાતો કરી વિતાય રાતો—૩૮૭

દોરાયું લક્ષ તેમાં માનીને સુખ એમાં
વીતાવું દીન તેમાં લક્ષનાની પુરી લ્હેમાં—૩૮૮

મીત્રોએ દુઃખ જાણી લીધો મુને તાણી
વેશ્યા ગૃહો બતાવી મને દીધો લોભાવી—૩૮૯

હું રોજ ત્યાંય જાતો વિલાશે થાતો તાતો
સુણી મધુરી વાતો હું રોજ ત્યાં ઘવાતો—૩૯૦

કંઇ આળ એમ કાઢયો અતિસે મોજ માણી
જીવન થતું એ જાણી પછીથી ધુણ ધાણી—૩૯૧

ઉંમર હજુય કાચી કરી ગમારી સાચી
નિસ્તેજ મુખ મારૂં થયુ છે રોગે કાળું—૩૯૨
ફીકાશ દેહ મારે ન શકિત રહી લગારે
અંગ વ્યાધીથી ખવાંવું અન ના જરા ખવાયું—૩૯૩

ચળે વ્યસન પડીઆ આ દેહ સાથે જડીયાં
ભવસુખ બધા ટળીઆં કમભાગ્ય મારાં ઘડીઆં—૩૯૪

કંટાળ્યો દુઃખ જેથી હું આવ્યો અહિં તેથી
અહિંઆ થઇ ફજેતી તજ આશ તું હવેથી—૩૯૫

તું આશ જેની રાખે તે સુખ તું ન ચાખે
નિરમાલ્ય દેહ મારી એ કહું સતી વિચારી—૩૯૬

હું ધારી બેઠો એવું હવે નહિ હું જીવું
હું ક્ષય થકી પીડાઉં તો શકિત કયાંથી લાવું—૩૯૭

જીવન સલુણી તારૂં કરી મુકયું અકારૂં
મેં ખોલ્યું નર્ક બારૂં દુઃખી જીવન તારૂં—૩૯૮

રે હાલ દુઃખ તારૂં જોઇને દીલ મારૂં
રડી રહ્યું છે આજે સલુણી તુજ કાજે—૩૯૯

કર્તા—પતિનું દુઃખ જાણી સતી મુઝાણી શાણી
વીચારી વદી વાણી પતીની વાત જાણી—૪૦૦

સતી—ઓ નાથ મારા પ્યારા કાલે થશોજી સારા
દીન આવશે ઉજાળા તજો ઉચાટ પ્યારા—૪૦૧

દાસી તમારી હું તો હાજર હજુર છું તો
ન દુઃખ હવેથી આપુ ન નાથજી સંતાપુ—૪૦૨

પોઢોને પીયુ મારા જી થાવાને સુખારા
આ વાયુ ઢોળે દારા કોકીલ કંથ મારા—૪૦૩

કર્તા—પતીને ઉંઘ આવી સતી વીચારી લાવી
સતી—વિચાર ઉર લાવી દશા અરે શી આવી—૫૦૪

પતી વ્યસન પુરાં એકે નહી અધુરાં
આ તેથી વંઠયાં મુળાં કરમાયાં ફુલ ફુળાં—૪૦૫

અરે ખરીજ બીડી વળી તે નર્ક સીડી
તે બંધને દે ભીડી હરામ એવી બીડી—૪૦૬

બીડી દીવાના પીતા ન પાપથી એ બીતા
ચઢાવે ચીત ચાળે નખોદ કંઇક વાળે—૪૦૭

લાખોની લાળ ચાટે બીડી પીવાને માટે
ભટકાય હાટ હાટે બીડી પીવાને માટે—૪૦૮

ગંધાય શ્વાસ એવો સંડાસ દ્વાર જેવો
વળી કાળજું જલાવે ખરે ક્ષયથી પીડાવે—૪૦૯

અંતે મોત બીડી આણે સમજુ તે કોઇ જાણે
મીથ્યા મુરખ તાણે બીડીથી મોજ માણે—૪૧૦

બળ્યો ચા તણોય ચસ્કો મુખેથી લાગે મસ્કો
જીવન ખુવાર થાતું એવી અભાગી ચા તું—૪૧૧

લોહી માંસને તું બાળી બનાવે દેહ કાળી
બાહેર ઉકાળે જેવી અંદર જલાવે તેવી—૪૧૨

ઘણા પીઆક તારા તણી રડે છે દારા
નરો બ્યંઢળ જેવા કરે છે તુજ સેવા—૪૧૩

ઘણા પીઆક તારા થઇ વાંઝીયા રૂપાળા
ફ્ક્કડ ફરે તે સારા હરદમ તને પીનારા—૫૧૪

ઘણા પીઆક તારા ગયા તજી સંસારાં
ઉગતી જુવાની ચાલ્યા એ નર્ક પંથ ઝાલ્યા—૪૧૫

માટે તજે જે ચાને ભવ તરે એ બહાને
નહી તો નખોદ કાઢે જો જો તો ધોળે દહાડે—૪૧૬

દારૂ દિવાના પીતા નહીં ધર્મથી એ બીતા
સોગંદ જુઠા એ ખાતા ઉપાડતા એ ગીતા—૪૧૭

વીપરીત બુદ્ધિ થાતી દારૂની સેવનાથી
થતો નર્કનો એ સાથી દારૂની સેવનાથી—૪૧૮

દારૂથી ફાગ બોલે, નરક દ્વાર ખોલે
ગણાય શ્વાન તોલે, લોકો ભુંડાઈ બોલે—૪૧૯
ઈજત કાંકરા એ થાંતા, ગાંઠેથી ગર્થ જાતાં
અંતે ખરાબ થાતા, દેહ દર્દમાં પીડાતાં—૪૨૦
બધાં વ્યસન એવાં, સમજુએ છોડી દેવાં
આ દુઃખ મારે આવ્યું, એ વ્યસને સમજાવ્યું—૪૨૧
ધીકકાર દારૂ બીડી, ધીકકાર ચા તું ભુંડી
ધીકકાર પેદા કરતાં, ધીકકાર સેવનારા—૪૨૨
અબળાની આશ તુટે, એ પાપ તમ પુઠે
સૌભાગ્ય મારૂ લુંટે, એ પાપ તમ પુઠે—૪૨૩
ધીકકાર એમ દેતી, ફીટકાર મુખ કહેતી
સતી ગઇ છે ઉંઘી, મુખેથી શ્રાપ દેતી—૪૨૪
અધુરી રાત વીતી, સાસુએ બાંગ દીધી
સાસુ—હજુએ રાંડ ઉંઘે, ના કામ કંઈ સુઝે—૪૨૫
કર્તા--ઝબકીને સતી જાગી, સાસુની બીક લાગી
નીસાસા નાંખી ઉઠી, કામે જઇને લાગી—૪૨૬
સતીને સાસુ કહેતી, મુખેથી ગાળ દેતી
હવે નથી હલેતી, કરોને કામ તેથી—૪૨૭
તું ખાઇ રાંડ ફાટી, દેખાય રાંડ ઘાટી
છે પુત્ર મુજ નાનો, વેશ્યા તમેય માનો—૪૨૮

તું આંખ કાળ જેવી, સાક્ષાત કાળી દેવી
તે જોઈ પુત્ર બીહીતો, નથીય ખાતો પીતો—૪૨૯
રાંડ વંતરી તું પુરી, બધાય કરમે સુરી
મુજ છોકરાને સુળી, સમી તું રાંડ બુરી—૪૩૦
માટે નીચુંજ ન્યાળી, તું ચાલજે હત્યારી
નહી તો દશા તારી, બુરી થવાની ભારી—૪૩૧
કર્તા--સતીને એમ સારે, નીત સાંજ ને સવારે
કહેતી ઘેર ને બારે, વદે તે સાથ ગાળે—૪૩૨
સતી આંસુડાં નિગાળે, ચઢે તે કોણુ વારે
સામો શબ્દ જો ઉચ્ચારે, તો માર કંઈક મારે—૪૩૩
સતીના એમ જાતા, દીનો બધાય દુઃખના
કંકાસના પ્રતાપે, ઉડયા ઉલાસ મુખના—૪૩૪
સાસુના આમ તાપે, સતી તો રોજ ત્રાસે
વળી થતી નીરાશે, પતીની જાય પાસે—૪૩૫
સસરોય દુઃખ દે છે, મુખેથી ગાળ દે છે
ગધેડી ઘોડી કે છે, હમેશ ત્રાસ દે છે—૪૩૬
ના એકે ઠામ ઠરવા, સતીને સાસરીમાં
હજુ ન હામ હારે, વિશ્વાસ છે હરીમાં—૪૩૭
કરતાજ લોક ચેષ્ટા, સતી જ્યાં બહારે જાએ
ફટકેલ ટોળી માંહે, સતીની વાત થાએ—૪૩૮

છીનાળ ધારી તેને લંપટ પુરૂષ ફરતા
છળવા સતીને છળથી વિચાર કાંઈ કરતા—૪૩૯
જોખમ ભરેલી રીતે સતી રહેતી બીતે
બળવાન શતરૂ ઘરમાં અબળા એ ત્યાં શું જીતે—૪૪૦
અહિંયાં પતીની સ્થિતી ગંભીર ઘણીય થાતી
શકિત હવેય જાતી અશકિત ઉભરાતી—૪૪૧
લાલી ગુલાબી મુખની પ્રતિદીને જ ઉડતી
અશકિત અંગે આવી કાન્તિ જ ફીકી પડતી—૪૪૨
સતિનો સાસુ સસરો ચિંતા કરે છે સુતની
કરાવે દોરી ધાગા ઠરાવે બાધાં ભુતની—૪૪૩
એકે ન ટેકી લાગે ન દૂખ એથી ભાગે
ઉલટુ વધારે લાગે ના દુઃખ એથી ભાગે—૪૪૪
બોલાવ્યા જોશી જતીઓ બતાવી ગૃહ દશાઓ
જોશી બતાવે એવુ ગૃહ જાપને જપાવો—૪૪૫
જોશી જપે છે જાપો જેથી કપાય પાપો
ભુવા ઘણાય ધુણે હમેશાં બેસી ખુણે—૪૪૬
આવી અનેક રીતે ખરચ્યું ઘણુંય નાણું
ના પુત્ર સાજો થાયે ના સુધર્યું એ ટાણું—૪૪૭
વૈદ્યો બોલાવ્યા ઝાઝા આવ્યા પરગામ કેરા
બતાવી નાડી સુતની જમાવ્યા વૈદે ડેરા—૪૪૮

માત્રા વિવિધ જાતી એ દર્દમાં અપાતી
છે લોલ બંગ કેરી અભરખ તામ્ર કેરી—૪૪૯
સાકર શીરા તે ઉપર કઢાવેલ દુધ પાએ
ન ટેકી તોય લાગે સાજો ન પુત્ર થાએ--૪૫૦
પછી ડાકટરો બોલાવ્યા એમ. બી. એસ. થયેલા
એલેમ એન્ડ એસે જે પાસ થયેલા—૪૫૧
છે શીર હેટ શોભે ચશ્માં નયને ઓપે
ઓળખાય સૌથી પેલા વળી કેશ ફેન્સી ઓળે—૪૫૨
ભરી ડોઝ વીસ્કી પાએ વાઈન દેશી ઝાઝો
દવા વિદેશી બીજી ભર્યો બાટલો મઝાનો—૪૫૩
પણ તે પીત્રાડી થાકયા ના ફેર કાંઇ લાગ્યો
સતી તણુાય દુઃખનો દીવસ આવી લાગ્યો—૪૫૪
એકે ન ટેક લાગી સાસુ કે સસરાની
સતી ને માથે ધારી ચઢાવ્યું આળ જાણી—૪૫૫
સાસુ કહે સતીને ઓ રાંડ ફાટી હાવે
તું ડાકણી છે પુરી તુજ ગુણ એ કહાવે—૪૫૬
મુજ પુત્ર બાળો ભોળો લઇ ખપ્પર તે ખાંતો
વૃથા અમારો આજે મનખો કીધોય બાધોય—૪૫૭
જો પુત્ર મારો મરશે તો તારે મરવું પડશે
એ જાણુજે તું સાચું તું મોત એજ વાંચું—૪૫૮

કર્તા—સતી સાંભળી રડે છે વીધી લેખથી નડે છે
ઉત્તર કાંઇ ના જડે છે ખુણે બેસીને રડે છે—૪૫૯
સતીના દીન જાતા કઢાપા રોજ થાતા
ન આપતું કો સાતા વદે છે શબ્દ તાતા—૪૬૦
એક દીન સાધુ આવ્યો ભીક્ષાનૂદેહી કરતો
સતી પતીને જોઇને ઉચાટ દીલ કરતો—૪૬૧
શોકે ઝવાયું મુખડું સતી પતીના દુઃખથી
નીરખે જોનાર એવું કીધું છે મુખ દુઃખથી—૪૬૨
સાસરો—પુછે સતીનો સસરો મહારાજ કેમ લાગ્યું
વિલાયું મુખ શાથી શું દુઃખ આંહી જાગ્યું—૪૬૩
બાવો—બાવો ઉઠયો ત્યાં બોલી વળી તે દીલ ખોલી
શું શેઠજી જુવો છો તમ પુત્ર ખાય ફોલી—૪૬૪
તમ પુત્રને કો ડાકણુ વળગી છે શેઠ ભારે
તેથીજ મૃત્યુ આનું હું દેખતો અત્યારે—૪૬૫
શેઠ—તવ શેઠજી ત્યાં બોલ્યા આ બાપુજી એ સાચું
મુજ પુત્ર રોજ ગળતો તમામ કહેવું સાચું—૪૬૬
મહારાજ કોણુ એવી વળગી છે જીવ લેવા
માલુમ નથી એ પડતું બતાવો સાધુ દેવા—૪૬૭
બાવો—ઓ શેઠ સુણુ કહું છું બાધાય તેની દઉં છું
તમ ઘર તણી કો નારી તેણે કરેલું ધારી—૪૬૮

ના નામ તેનું આપુ પણ કષ્ટ એજ કાપું
જો હોય વિચાર કહેજો નિશ્ચીંત થઈને રહેજો—૪૬૯

શેઠ–સુણીને શેઠ ત્યાં તો મહારાજ પાય પડીયા
મહારાજ આજ મારા નસીબે આવી ચઢીઆ—૪૭૦

ઓ બાપજી દયાથી મુજ પુત્રને જીવાડો
અતિ ઉપકાર થાશે બદલો વાળીશ સારો—૪૭૧

બાવો–બાવો વદ્યા ત્યાં વાણી ઓ શેઠ જુવો જાણી
રહેઠાણ મારૂં પાદર એક વડની એધાની—૪૭૨

તમ પુત્રની વહુને સંધ્યા સમે વિચારી
એકલી અબોલ ભેજો તે પાસ આવે મારી—૪૭૩

હું મંત્રી જળ આપું તમ પુત્રી કષ્ટ કાપું
સંભાળી લાવે તેને ઓળો પડે ન જેને—૪૭૪

નહિ તો નકામું થાશે તમ પુત્ર જીવ જાશે
માટે સમજાવી વહુને ભેજો એ સાચું કહુને—૪૭૫

ના વહેમ કોઈ રાખો નહિ તો બધુંય બગડે
દીન આઠ પાનું પડશે તો દર્દ પાછુ પડશે—૪૭૬

શેઠ–સુણીને શેઠ બોલ્યા મહારાજ એજ સહેલું
મુજ પુત્ર સાજો થાશે તો આવશે એ પહેલું—૪૭૭

શીરપાવ સારો દઈશું મહારાજ પુત્ર ઉઠે
સુધરી એ જાય બાજી કદાપી દઈવ ત્રુઠે—૪૭૮

બાવો–સુણીને બાવો બોલ્યા, શેઠ શું એ બોલ્યો
શીરપાવ દેઇ સારો, શું ભાર મુજ તોલ્યો—૪૭૯

સાધુ કદાપી મરતા, પૈસા ગૃહે ન કરમા
દુઃખો વેઠે એ વનમાં, કદી રહે ન ઘરમાં—૪૮૦

છે બેન માતા જેવી, સ્ત્રી જાત આખા જગની
મરતાંય યોગી મનમાં, વાતો કરે ન ભગની—૪૮૧

માટે ન શેઠ મારે, પૈસો ન એક જોઈએ
પરમાર્થ કામ મારે, કરવું બતાવ્યું કોઇએ—૪૮૨

કર્તા–તે કહીને એવું ચાલ્યા, બાવોજી ભાર મુકી
સતીનાં સાસુ સસરો, ગયાં છે ભાન ચુકી—૪૮૩

સસરો–સતી બોલાવી પાસે, કહ્યું તહાં ખુલાશે
કહોને સાચુ ગોરી, તમોથી ત્યાં જવાશે—૪૮૪

સાધુ છે સત્વ ગુણી, ન આવે આંચ ઉની
પતિ તમારો જીવે ન કરશો ઉની કુની—૪૮૫

સુતી–સતિએ વાત સુણી, શોકે ભરાઇ ત્યારે
રે હાય કેમ કરવું, વગર મહોતે મરવું—૪૮૬

સંધ્યા સમય જાવું, એકાંત વેળા ત્યાંહી
અબળા અકેલી હું છું, ન બેન્ની મુજ ત્યાંહી—૪૮૭

માટે આ સાસુ સસરા, સંગાથ કોઇ હોશે
તો જઈશ સાધુ પાસે પતિ જીવ્યાની આશે—૪૮૮

સાસુ—સાસુ વદી સપાટે, ઓ રાંડ આ શું બોલે
પડશે જવુંજ તારે, નાહક નકામું બોલે—૪૮૯
ત્યાં જાય જીવ તારો, પરવા ન તેની ધારી
ચાહે તે ભોગે ત્યાંથી, જળની લઇ આવ ઝારી—૪૯૦
સતી-સતિએ વિચાર્યું મનમાં, હું ના કહીશ આંહિ
મુને તો માર મારે, પડશે જવુંજ ત્હાંહી—૪૯૧
દીનેશ ઇશ મારો, કરજે બચાવ સારો
કરજે શીયળ રક્ષા, લેજે તું પ્રાણ મારો—૪૯૨
અનાથ હાથ જોડી, ઓ નાથ તુને કહે છે
શીયળ ન ભ્રષ્ટ કરજે, તદાપી પ્રાણ હરજે—૪૯૩
પતિ થવાને સાજા, લીધી છે આજ બાધા
તે ઇશ પાર પાડે, સંકટ પડેલાં આડે—૪૯૪
કર્તા—કરતી વિલાપ આવા, તૈયાર થાતી જાવા
સંધ્યા પડી છે જ્યારે, વસ્રો સજ્યા છે ત્યારે—૪૯૫
આંખેની આંસુ ધારા, વરશી રહી ચોધારે
તીમીર ઘોર જામ્યું, તવ નીકળી તે બહારે—૪૯૬
ઘુંઘટ ઘણેરો તાણી, મનમાં ધરી એધાણી
તરકટ બધું એ જાણી, બીકે બદે ન વાણી—૪૯૭
પ્રીય વાંચકો ઓ મારા, પીડાય ત્યાં શી દારા
કઠલાલકર તે તો અવર ભાગ માંહિ છે તો—૪૯૮

# સોળ વરસની સતી
## અને
# નવ વરસનો પતિ

### ભાગ ૯-૧૦

**રાગ—બારમાસી.**

સતી ગઇ છે ત્યાં તો, છે પર્ણકુટી જ્યાં તો
ત્યાં શીવ કેરૂં દહેરૂ, શોભા આપનું અનેરૂ—૪૯૯
સરીતા વહેતી સારી, દેખી મુઝાય નારી
અબળાનું અંગ તેનું, ડરે છે દીલ તેનું—૫૦૦
રાત્રી અતીશે કાળી, દેખી મુઝાય નારી
નિર્જન બધુંય ભાસે, તેથી એ નારી ત્રાસે—૫૦૧
બોલે શિઆળ વનમાં, સતી ડરે છે તનમાં
તથાપી જાવા તેણે, હીંમત ધરી છે મનમાં—૫૦૨
સરિતા વહેતી ખળખળ, કરતી ઉચ્ચાર પળપળ
ઉપજાવે ત્રાસ ભારી, સહે શી રીતે નારી—૫૦૩
વેગેથી વાયુ વાતો, સતીનો જીવ જાતો
પડઘા અનેક પડતા, અતી સતીને નડતા—૫૦૪

ચોધાર નયને રડતી, વળી આખડતી પડતી
દુઃખેથી પાય ધરતી, ઉચ્ચાર કાંઇ કરતી—૫૦૫

અરેરે દેવ આશું, કરી બુરી દશા શું
અબળાની જાત ધારી, હિંમત ચલાવી સારી—૫૦૬

કોમળ કુસુમ માથે, ગીરી ચઢાવ્યા સાતે
પ્રભુ હજાર વાતે, અરે શું ન્યાય આતે—૫૦૭
ધાર્યું તું દુઃખ દેવા; ઉગારી શુંય લેવા
ઓ દેવ આજ મારૂ, ખોવાયુ પાન કારૂ—૫૦૮

આ દુઃખથી ઉગારી, હ્યો સ્વર્ગમાં સ્વીકારી
દઇ ધ્યાન પ્રભુ ધારી, એ અર્જ સુણી મારી—૫૦૯

કરીશ આત્મ હત્યા, ના અર્જ આ સુણાશે
નક્કી એ દેવ તમને, એ સર્વે પાપ થાશે—૫૧૦

સંકલ્પ આમ કરતી, ધીરેથી કાપે ધરતી
આવી મઢીની પાસે, અમેરી આજ આસે—૫૧૧
પતિ નીરોની થાસે, તવ કષ્ટ દુર થાશે
સહન કરેલું દુખડુ, સફળ તો ત્યારે થાશે—૫૧૨

સુંદર નદીને તીરે, યોગીરાજથી મઢી છે
પુરાણું શીવ દહેરૂ, શોભા કરે અનેરૂં—૫૧૩
મઢુલી એક ત્યાંહી, યોગી બીરાજ્યા માંહી
ધીમો પ્રકાશ બળતો, ના કર્ણું સાદ પડતો—૫૧૪

સાતા વળી સતીને, એ જોઇને જતીને
દવા ત્વરાથી લઇને, જઇ પહોંચીશ હું પતીને—૫૧૫
અહિં યોગી બેઠા જપતા, સતીના જાપ જોતાં
નિહાળી રાહ નયનો, કર્યા છે રાતાં રાતાં—૫૧૬
યોગીને મન આશા, વિચાર સુજે ખાસ્યા
અહિંઆ એ નારી આવે, અતીશે સ્નેહ ભાવે—૫૧૭
અહિ ન કોઇ એનું, ઉપરાણું લેય એવું
કહેતાં કબુલ થાશે, ભવ દુઃખ મારૂં જાશે—૫૧૮
વિચાર એવા કરતા, સતીનું ધ્યાન ધરતા
ઉઠીને જોતાં વળતાં આવીને પાછા ઠરતા—૫૧૯
પગરવ સુણ્યો એવે, યોગીજી કાંન દેવે
ઉઠીને સામા ધાયા, ભરી ભભુત કાયા—૬૨૦
સતી છુપાતી આવે, યોગીજી જોતા ભાવે
અતિસે હર્ષ લાવે, સફળ દાવ હાવે—૫૨૧
સતિ નીકટ આવી, અતિશે બીક લાવી,
યોગીની દેહ આજે, કૃતાંત કાળ લાગી—૫૨૨
પાયે પડી તે દુરથી, વાણી વદે ન મુખથી
હૈયું ભરાઇ આવ્યું, રૂદન કરે છે દુઃખથી—૫૨૩
યોગી વધ્યા ત્યાં મુખથી નારી શું આમ ડરતી
તું રાખ હાય હૈયે અહિંયા ન કોથી ડરતી—૫૨૪

ન બીક વાઘ વરૂની, ન બીક ચોર કેરી
આનંદ ભુમી અહીંઆ, અહિંઆ, મજા અરીને—૫૨૫

સતિ વદી ત્યાં વાણી, પીતાજી આપો પાણી
જઇને પતિને પાવું, ખોટી અહિં ન થાઉં—૫૨૬

સાસુડી મારી લડશે, મોડું થયું છે માટે
સસરાનો ક્રોધ કારી, એ જીવતીય દાટે—૫૨૭

દયા કરોને આપું આ દીકરીને તારો
કરો વિદાય વહેલી, ન એક આરો મારો—૫૨૮

યોગી ભવાં ચઢાવી, વધા તે ક્રોધ વાણી
અમથા શું બ્હાના કાઢે, સતી થઇને શાણી—૫૨૯

ગાંડું વદે શું આવું, વદે ન મુર્ખ આવું
જો હોત પાણી પાવું, તો શીદ તને લાવું—૫૩૦

જાણી બુઝીને બાળા, કરીએ ન આમ ચાળા
આવો સૌભાગ્ય મારા, વદો ન આવું દારા—૫૩૧

રંગેથી સહી રમીએ, કેલી અનેરી કરીએ
સફળ સંસાર કરીએ, પડીને પ્રેમ દરીએ—૫૩૨

યોગીની વાણી સુણી, બધુંય લોહી સુકયું
યોગીની વાણી સુણી, સતીનું દીલ દુખ્યું—૫૩૩

પગે ભરાયુ પાણી, યોગીની નેમ જાણી
જીવ્યાની આશ ત્યાગી, રહી ઇશ દાદ માગી—૫૩૪

ધરીને હામ હૈયે, સતી વદી છે સામું
યોગી પીતાજી જેવા, વદો શું ગુરૂ દેવા—૫૩૫
હું આવી આજ આંહી, છું મર્ણ બીક ત્યાગી
પતીના સુખ કાજે, આપદ બધીય માગી—૫૩૬
સતીનાં ધર્મ મારો પતિના જીવ માટે
આ દેહ મુજ અર્પુ, પતિના જીવ સાટે—૫૩૭
લંપટ ન માનો મુજને, હું દીકરી તમારી,
તમે ગુરૂજી જેવા, દો શીખ મુજને સારી.—૫૩૮
વિચારી બોલ બાળા, અહીંયા ઉપાય તારા,
ન ચાલસે કદાપી, સતી દઈશ શ્રાપી—૫૩૯
જાન્નન જાય તારા, પતિ કદાપી આજે,
ન નાવું પોચુ મારે, બોલાવી મુજ કાજે.—૫૪૦
યોગી વદો શું આવું, જરા તો બીક રાખો
અબળા ફસાવી આવી, ન સ્વાદ સારો ચાખો—૫૪૧
ન શ્રાપ કાંઈ ચાલે, ન માર કાંઈ સાલે
અહિંઆં કોઇ ન મારૂં, પ્રભુ વીના ન ધારૂં—૫૪૨
માટે લવારી ત્યાગી, આપો દયા વીરાગી
માયા બધીય ત્યાગી, જરા જુઓને જાગી—૫૪૩
યોગી વદયા ત્યાં એવું, સતી બધુંય જાણું
કષ્ટો અનેક વેઠયાં, તો આવીયું આ ટાણું—૫૪૪

હું નાતનો છું તારી હતી ઉમેદ ભારી
ઓળખ મને તું નારી. મુર્તી મધુરી મારી—૫૪૫

તુને પરણાવીને જયારે, કરી માગણી મેં ત્યારે
જોઇને સુખ તારૂ, ઘેલુ થયું તું મારૂ—૫૪૬

પણ તાતે તારી જાણી, ઉમર ઘણેરી મારી
પઇસો ન પુરો દીઠો, તેથી તું દેહ બાળી—૫૪૭

તે દીનનો હું ઘેલો, ફરૂં છું તુજ કેડે
ઉપાયો કંઇક કીધા; મળવાને તુજ પેરે—૫૪૮

ન ફાવીઓ હું કયાંહી, તો આવીઓ હું આંહી
બાજી બનાવી આવી, લગાવી સારી ચાવી—૫૪૯

અહીંઆ તું આજે કબજે, પડી છું નારી મારે
વિચારી બોલ બાળા કરવું છે કેમ તારે—૫૫૦

સુણીને આવી વાણી, ભયભીત થઈ છે બાળા
હવે શું આંહી થાશે, લાગ્યાં કયાં ભોગ મારા—૫૫૧

હવે જો હીંમત હારૂ, પાપીનું થાય ધાર્યું
ભીડીરે હામ માથે, લઉં હું શીર સાટે—૫૫૨

મરવાનું આજ મારે, નિર્માણ છેજ કીધું
સતીએ ધારી એવું, વીચારી એજ લીધું—૫૫૩

પછી વદી તે વાણી, યોગી વદી શું જાણી
હસે તમારૂ સાચુ, પરંતુ છેજ કાચુ—૫૫૪

સતી ભલેથી મરશે, કદી ન બીજે વરસે
માતા પીતાએ જેવો, પતિ દીધો તે લેવો—૫૫૫

આપણી એ નીતી, સતી પણાની રીતી
ન પાંળતાં એ બીતી, આવે હજાર મીતી—૫૫૬

હવા જો હોય દોને, બધી મજાક છોડી
ના નહી તો કહોને, હું જાઉ જેથી દોડી—૫૫૭

યોગી વદયા ત્યાં વાણી, હબાવવા ન આંહી
માનીશ કદાપી નાહી, ધક્કેથી લઇશ માંહી—૫૫૮

હવે સતીએ જાણ્યું, અહીં આમ વાશે વાણુ
પાપી આ લાજ લેશે કલંક શીર દેશે—૫૫૯

વિચાર આવો કરતી, પાછાં ડગાં એ ભરતી
અરેરે સિંહ પાસે, શિયાળ જેમ ડરતી—૫૬૦

ટકકર મુખેથી ઝીલે, પાછી પડી તે ચીલે
યોગી ઉભા છે સામા, વદન કરીને વીલે—૫૬૧

આ નારી જાય ચાલી, યોગીને ભાસ્યું જ્યારે
નયન બન્યાં છે રાતાં. ચઢયો છે ક્રોધ ત્યારે—૫૬૨

અરેરે ભક્ષ આવ્યો છટકી શું જાય આજે
આ દેહ ખ્વાર કીધી, અરેરે જેને કાજે—૫૬૩

તીલક કરે જ્યાં લક્ષ્મી, શુ ભાલ જોવા જાઉં
ગૃહે પધારે ગંગા, મુહુર્ત જોવા જાઉં—૫૬૪

અભાગી હોય જે તે, અવસર અમુલ્ય ચુકે
ચાલીને આવા રંભા, તો કોણ એને મુકે ?—૫૬૫
નિશ્ચય કરીને આવો, બોલ્યા બળેથી બાવો
કયા જ દીલે લાવો સાંજે સલુણી જાવો—૫૬૬
ડગલાં કહીને ભરીયાં, સતીને સ્નેહ કરવા
આવો સલુણો આજે, આવોને દુઃખ હરવા—૫૬૭
સતીએ જાણ્યું હવે પાપી પડયો છે પુંઠે
છે દૈવ કોપ કરીઓ, શું આમ અહીં રૂઠે—૫૬૮
સતી ત્વરાથી ચાલી, મઢી બહાર આવી
પાપી પડયો ત્યાં પુંઠે, અંતરે રોષ લાવી—૫૬૯
સતીને ઝાલી કમરે, ખભે ઉપાડી જ્યારે
વિધુત પડતી તેવે, સતીને લાગ્યું ત્યારે—૫૭૦
સતીને ક્રોધ ચડીઓ, પાપીના કૃત્ય સામો
અબળા બની ત્યાં સબળા, કર્યો પ્રહાર સામો—૫૭૧
કરીને બાણુ ઝાઝું પાપી કનેથી છુટી
કુદીને લાત મારી, યોગીની મોત ઘુંટી—૫૭૨
અજાણતાએ વાગી, યોગીના મર્મ સ્થળમાં
પોકારતો એ ધરણી યોગી પડયો છે કાળમાં—૫૭૩
પાપીની આ દશાથી, સતીને શોક વાપ્યો
મરણુ અરેરે પામ્યો આ યોગ કયાંથી આવ્યો—૫૭૪

સતી વીચાર કરતી, ઉભી છે ભાન ભુલી
દુર્ભાગ્ય કેરા યોગે, સતી જવાનું ભુલી—૫૭૫
પાપીને કળ વળતાં, ઉઠીને આવ્યો ધાઇ
રંડા ઉભી તું રહેને, અહીંથી કયાં તું જાએ—૫૭૬
ઝાલીને બળથી બાળા, પાપી ધરીને વ્હાળા
ક્રોધે ઉપાડી બાળા, કરવાને કર્મ કાળાં—૫૭૭
પાપીના બળ આગળ, સતીનુ શુંચ ચાલે
કરી પછાડા થાકી, બની સતી બે હાલે—૫૭૮
ગઈ ભાન સતી ભુલી, જીવ્યાની આશ મુકી
અહિં પાપી ક્રુર પુરો. દયા ગઈ છે સુકી—૫૭૯
અશકત અંગ સતીનું, ધીમેથી લાગ્યું પડવા
તેવે તો પાપી ત્યાં તો, લાગ્યો છે ઘાટ ઘડવા—૫૮૦
સતીની લાજ જાતાં, ન સાંભળી કે જોઇ
વળી રામ રાખે જેને, ન ચાખતું એ કોઈ—૫૮૧
સતીને દુઃખ પડવા, નીર્મ્યું છે જગત સાથે
કુલટાને સુખ દેવા, પ્રભુ મથે છે સાથે—૫૮૨
સતીના દુઃખ અંતે, સ્વર્ગીય સુખ મળતું
કુલટાના સુખ અંતે, અતીવ દુઃખ મળતું—૫૮૩
અહિંયાં સતીની આવી, સ્થીતી દુઃખે ડુબેલી
અહિંયાં ન કોઇ તેનું, અરેરે હાય ! બેલી—૫૮૪

વેળા અણીની આવી, સતીએ ચીસ પાડી
જંગલ બધુંય ધ્રુજ્યું, ધ્રુજી બધીય ઝાડી—૫૮૫
એવે અવાજ આવ્યો, સબુર પાપી રહેતું
ન કર્મ કાળુ પાપી, કરીશ ના અરે તું—૫૮૬
તુજ કૃત્ય કેરો બદલો, દેશે પ્રભુજી આજે
છે પ્રેર્યો સહાય માટે, પ્રભુજી મુને આજે—૫૮૭
કહેતામાં આવી નર તે. પાપીને કંઠ વળગ્યો
સતીની છાતી પરથી, ઉઠાડી દીધો અળગો—૫૮૮
ધરણીએ ઢાળ્યો તેને, અતીશે માર મારી
વળી મુખેથી વદતો, બતાવ શકિત તારી—૫૮૯
ઢીચણ મુકીના મારે, પાપી થયો બેભાને
પડયો તે હામ હારી, મરી ગયો તે જાણે—૫૯૦
પછીથી દોર લાવી, હાથે પગેથી બાંધ્યો
વળી તે સ્થંભ સાથે, બળેથી તેને બાંધ્યો—૫૯૧
અહિંયાં સતીની સ્થિતી, બેભાન માંહી પુરી
તે નર ગયો તે પાસે, સતી રહી ત્યાં ઝુરી—૫૯૨
વસ્રોએ ઠીક કીધાં, આશ્વાસનાય કરતાં
નાખે સમીર મુખ પર; પાણી તે પાય ડરતાં—૫૯૩
કંઈ કાળ વીત્યો એવો, સતીનો શ્વાસ આવ્યો
જીવ તો ગયેલો ઉડી, હવે ઠેકાણે આવ્યો—૫૯૪

ઉઘાડી આંખ જોતી, વળી તે હાબી દેતી
અતીશે કંઠ અંગે, સીત્કાર મુખે લેતી—૫૯૫

હવે તો ભાન આવ્યું, ઉઘાડી આંખ જોતી
અવર પુરૂષ દીઠો, નિહાળી જ્યારે જોયું—૫૯૬

ભયભીત તેથી થાતી, આંખો મીંચાઈ જાતી
જાણી ગતી સતીની, એ નર ભરાઇ છાતી—૫૯૭

બાલ્યો મધુરી વાણી, ડર તજો ઓ નારી
પાપીને દેઇ શીક્ષા, હું રક્ષા કરૂં તમારી—૫૯૮
નિર્ભય તમે છો નારી, નીરખોને આંખ ખોલી
સતીએ નિહાળી જોયું, ત્યારે જરાય બોલી—૫૯૯
માગીને પાણી પીધુ, બેઠી જરાય થઇને
બોલી મધુરી વાણી, જરાક થાક ખાઇને—૬૦૦

અજ્ઞાત નરના સામુ, એકી નજરથી ન્યાળી
નિર્ભય હવે તો થઇને, બોલી મધુરી વાણી—૬૦૧

અહિયાં તમે તો કયાંથી, આવ્યા છો મારી વ્હારે
ઓળખ તમારી આપો, ઉપકાર કીધો ભારે—૬૦૨

અબળાની અર્જ એ છે, હરી કલ્યાણ કરશે
છો ગાય વારે ધાયા, તે શુભ સારૂં વળશે—૬૦૩

મરતી બચાવી સાથી, આ દુષ્ટના પંજાથી
ઉપકારી નર તેમાં. કયા સ્વાર્થના સરવાથી—૬૦૪

હસીને નર બોલ્યો, બાળા વિચારી બોલો
ન સ્વાર્થ મારો કાંઇ, શું કામ આવું બોલો—૬૦૫
દુનીયા બધીમાં ભાળો, લંપટ નરો ભરેલા
ના ના હજુય કંઇ તે, નીતી રીતી ભરેલા—૬૦૬
ઓળખાણુ આપું કાંઇ, હું આળખું છું તમને
મુકીશ ઘેર આવી, તવ સાતા મુજ વળશે—૬૦૭
તૈયાર થાવ ઉઠો, વિલંબ કરો ન હાવે
રાત્રી ઘણીય ગઈ છે, વિલંબ કરો ન હાવે—૬૦૮
વળી સતી ત્યાં બોલી, હવે શું ઘેર આવું
પાપીએ ભ્રષ્ટ કીધી, હું મુખ ના બતાવું—૬૦૯
ઉપકાર આપ ભારે, મેં અંતરે ઉતાર્યો
તમો સીધાવો સુખથી, મેં શ્રય પંથ ધાર્યો—૬૧૦
સરીતા વીષેજ અહીંથી, પડતું મુકીશ જઇને
આ પાપી દેહ ટાળી, પવીત્ર સ્વર્ગ જઇને—૬૧૧
માટે મુને મરવા, જવા દો કર્મ કરવા
તમો તમારે પંથે, સીધાવો કહું છું અંતે—૬૧૨
બોલ્યો પુરૂષ વાણી, સતી સુણીને શાણી
તમ ધારણાએ ખોટી, નવ દેહ તમારી બોટી—૬૧૩
પાપીના ભ્રષ્ટ કરતા, પહેલાં હું તો આવ્યો
પાપીને દેઇ શીક્ષા, તમ ધર્મને બચાવ્યો—૬૧૪

હું કસમ ખાઇને કહું છું સચવાચો ધર્મ પુરો
જુઠી ન મુજ વાણી વિચાર ટાળો બુરો—૬૧૫
મરવા ન દેઉં હળ તૈયાર થાવ જાવા
થોડામાં સમજી જાવો ટાઈમ નથી સમજાવા—૬૧૬
સતી સુણીને વાણી ઉઠીએ સાચુ જાણી
ચાલીએ નરની સાથે રસ્તો વિતાવી વાતે—૬૧૭
આવ્યું છે શહેર પાસે, દાખલ થઇ ત્યાં નારી
પાછળ વળીને જુવે. ના નર શકી તે ભાળી—૬૧૮
વીસ્મય થઈ તે નારી, આ નર ગયેલો ભાગી
કૌતક અનેરૂ આતો, સતી રહી છે ભાળી—૬૧૯
શું સ્હાય મુજ કરવા, આવ્યા શ્રી નાથ આંહી
પંચાળી સ્હાય કીધી મને ગણી શું માંહી—૬૨૦
ના ના નથી હું એવી સ્થીતી વિષે ચઢેલી
પામર હજુય નારી કરે શું વ્હાર મારી—૬૨૧
ત્યારે શું કોઇ લંપટ, બાજી હજુય બીછાવે
ફસાવી કંઇક મુજને, સંકટ હજુએ લાવે—૬૨૨
વિચાર આવા કરતી, સતી અતીશે ડરતી
ત્વરાથી ચાલી જાએ મધ્ય શહેરની મોઝારે—૬૨૩
સંકટ કાંઇ ન આવ્યું સતીનુ ઘર આવ્યું
ધીમેથી બ્હીતાં બાળા, ગૃહ દ્વારને ખખડાવ્યું—૬૨૪

છતાં ન કોઇ જાગ્યું, નિશા વિતી વધારે
પોકાર કંઇક પાડયા ન બોલે કો લગારે—૬૨૫

હવે તો થાકી સતીએ નિશ્ચય કર્યો છે એવો
પછી તો બહાર રહેવું ના સારૂ કોને દેવો—૬૨૬

વિચાર એનો કરીને ધરણી પરે તે સુતી
શ્રમીત દેહ તેનો છતાંય આંહી સુતી—૬૨૭

સહન કરે છે કષ્ટો નીજ ધર્મ રાખવાને
હજુય—નીમ્યું ન હતુ શુભ સુખ ચાખવાને—૬૨૮

વિચાર આમ કરતાં નીદ્રા સતીને આવી
રજની ગઈ છે ચાલી. દીનકર સવારી આવી—૬૨૯

સતી છતાંય ઉંઘે શ્રમીત થયેલી દેહે
સાસુજી વહેલાં ઉઠયાં સતીને નવ દેખે—૬૩૦

પથારી જોઈ પહેલી પછી તે બહાર નીકળી
દીઠી સુતીને સુતી, અતિશે રોષ કકળી—૬૩૧

પાસે જઇને તેણે પ્રહાર લાત કીધો
પુછયા વિના એ કાંઈ અતિશે માર દીધો—૬૩૨

થાકી તે ગઈ જયારે શરૂઆત ગાળ દીધી
રંડા અકેલી અહીંઆં સુતાં જરાય બીતી—૬૩૩

છીનાળ શાના સુખમાં અહીંઆ રહી તું ઉંઘી
તું કર્મ ગંડ કાળાં વળી પુરી તું ગંદી—૬૩૪

સતી મુંગાએ મુખથી, બેઠા રડે છે દુઃખથી
દે ડામ દાઝયા ઉપર, દયા નથી એ દીલમાં—૬૩૫

વળી સતીને પુછે, દવા તું લાવી કયાં છે ?
યોગીએ આપી તે તો, બતાવ ઝટ કયાં છે ?—૬૩૬

સતી વદી ત્યાં ધીમે, સાસુજી દુઃખ દીધું
યોગી નથી એ ભોગી. અતીશે દુઃખ દીધું—૬૩૭

દવા ન કાંઇ આપી, છે ઉલટી સંતાપી
પ્રભુએ લાજ રાખી, તે આવી આંહી સાજી—૬૩૮

સતીની વાણી સુણી, સાસુ ભરાણી ક્રોધે
પતી બોલાવી તેણે, કરી છે વાત બધે—૬૩૯
તમે જાવ સાધુ પાસે, ખરીજ વાત લાવો
યોગીને પુછો વહેલા, તાકીદે અહીં આવો—૬૪૦

સસરો સતીનો હાવે, ગયો છે સાધુ પાસે
અહીંઆં સતીને ગાળે, સાસુ ઘણી સંતાપે—૬૪૧
એ રીતે કાળ જાતાં. સસરો સીધાવ્યા પાછા
આવ્યા અરેરે લાવ્યા, સતીના દોષ ઝાઝા—૬૪૨

સંદેશ સાધુ સુણીને, સતીનું મોત આવ્યું
અતીશે માર મારે, ફરી કર્યું જવાનું—૬૪૩

હજુય સાંજે જાવા, સતીને કીધું બાવે
તેથી તો ત્રાસ આપી, સતીને સમજાવે—૬૪૪

પડી છે સાંજ તેવે, સતીને કીધું જાવા
સતીએ સુણી વાણી, લાગી અતી ગભરાવા—૬૪૫
કરે છે આનાકાની, તો માર ગાળ પડતી
છતાંય બેઠી બળથી, ના એ મારથી એ ડરતી—૬૪૬

સંધ્યા પડી છે જ્યારે, આવ્યો છે સસરો ત્યારે
સતીને કરથી ઝાલી, બળેથી બાર કાઢી—૬૪૭
પછીથી દ્વાર કીધું, લઈ સાથ માંહી ચાલ્યા
લઈ શહેર બહાર આવ્યા, યોગી અવાસ ચાલ્યા—૬૪૮

સતીને મુકી ત્યાંથી, સસરો સીધાવ્યા પાછા
અંધારૂ આંડી પડયું, સતીના હાલ આ શા ?—૬૪૯
પ્રીય પાઠકોજ આંહી, આરામ કંઈક લ્યોને
કુઠલાલ કર કહે છે, અવર ભાગે ગાઈશું તેને—૬૫૦



# સોળ વરસની સતિ
અને
# નવ વરસનો પતિ

ભાગ ૧૧—૧૨

રાગ—બારમાસી.

નીર્જન ભુમીમાં બાળા રહી અકેલી દારા
સસરાને લેશ તેની દયા ન આવી જેની—૬૫૧
વિખુટી ઝુરે હરણી, સતી રડે છે વરણી
ન કોઇ તેનું આંહી નીર્જન ભુમીની માંહી—૬૫૨
અરેરે હાય આ શું, કરી વિધી દશા શું
સસરોને સાસુ મારાં પુરાં બન્યાં હત્યારાં—૬૫૩
કસાઇ થકી એ ભુડાં દુનીઆં કહે છે રૂડાં
પણ દુખ મુજ ઉંડાં દુનીઆ કહે છે કુંડાં—૬૫૪
સુણે ન મારૂં કોઇ મરૂ ભલેને રોઇ
ઉપરાણું કોઇ મારૂ લેતું નથીય મારૂં—૬૫૫

છતાં પતીએ હું છું વિધવા સમાન નારી
પતિનુ સુખ હું તો પરવારી હાય હારી—૬૫૬

પ્રભુ તું સ્હાય કરજે, હાસીને દીલ ધરજે
સીડે તું કામ કરજે હાસીને દીલ ધરજે—૬૫૭

વીચારો આમ કરતી, સતી વીતાવે ધરતી
સ્મરણુ હરીનુ કરતી, તજીને ડર ઉચરતી—૬૫૮

રાત્રી વહેતી કાળી જોઇ ધીર જાય હારી
દેખી મુઝાય નારી છે એકલી બીચારી—૬૫૯

તમરાનાં શબ્દ થાતાં ઘણું સીયાળ ગાતાં
નીર્જન વન લાગે તે જોઇ બીક લાગે—૬૬૦
તેવી અંધારી રાતે ન કોઇ તેની સાથે
તેવામાં સાદ પુંઠે સંભળાયો ગાન સાથે—૬૬૧

વાંચક સુણી લ્યો અહિંઆ તે ગર્વ આંહી ભાખુ
કો નર ધીમેથી આવે પાછળ થયો છે લાગુ—૬૬૨

## જંગલમાં વ્યભિચારીનો ભેટો

( રાગ ખુને જીગર કો પીતી હું )

વ્યભિ—નાશોચો સલુણી શ્યામારે હું આવું કરવા વ્હાર
દીલબરમાં દીલમાં લાવોરે હું છું તુજ રક્ષણ હાર ટેક—૬૬૩

ભીંજાવી અશરૂથી છાતી જાતી કયાં ઓ મદમાતી
અંધારે ઠોકર ખાતી ગુણગાન વિભુના ગાતીરે હું—૬૬૪

ઊભી રહે અબળા આજે, ના ના જરા તું આજે
હું આવ્યો તારા કાજે મને પ્રેર્યો શ્રી જગરાજેરે હું—૬૬૫
સતી--છો કોણ દયાળુ દેવા, આયા જેસ્હાયજ દેવા
કહો શું છે લેવા દેવા, કંઈ ખબર અંતર કહેવારે હું—૬૬૬
વ્યભિ—આવોને રામા આઘાં શું આમ બનેલાં બાઘા
અહિ ડર દુનિયાનો ત્યાગો ન હઠશો આધારે. હું.—૬૬૭
સતી—આઘા રહી વાતો કરજો ના મુંજ સામે સંચરજો
ઝટપટ ખુલાસો કરજો જોઈ વાણી વેણ ઉચરજોરે, હું—૬૬૮
વ્યભિ--હું તો છું તમ અનુરાગી હું કેમ શકું તમ ત્યાગી
લગની આતમથી લાગી, આવ્યો હું પાછળ ભાગી. હું—૬૬૯
સતિ—હિણભાગી એ શું બોલે, ગરવો થઈ શું ડોલે
મુજ તોલ અરે શું તોળે, તુજ મોત ચઢ્યું હિંડોળે. હું—૬૭૦
વ્યભિ—કાલે મેં તુજને રાખી, રાખી પણ મેં નાચાખી
આવી ચઢયો હિણભાગી, તેણે આશા મુજ ભાગીરે. હું—૬૭૧
સતી--પાપી શું પુઠે ધાયો, કાલે શું ના ફમાયો
કુકર્મે ના તુ ફાવ્યો, તોયે તુ શાને આવ્યોરે હું.—૬૭૨
વ્યભિ કાલે હિણભાગી મળીઓ આજે અહિંઆ ટળીઓ
એવો સંદેશો મળીઓ, આવી અહિં તેથી મળીઓ—૬૭૩
જો હું ના અહીંઆ આવું, તો ધાર્યું તે તો જાવું
તુજ સસરા સાથે કહાવ્યું, હું એ આશાએ આવ્યો—૬૭૪

સતી-સસરો શુળી જો તો, આ કરવાથી ફજેતા
હું ધારૂં શ્રેયજ તે તો, મુજ વેરી સસરો છે તોર હું—૬૭૫

વ્યભિ-છે સસરો તારો સારો, સંસાર સુધારે તારો
તુજ કંથ હવે મરનારો, તેથી ગણુ મુજને તારોરે હું—૬૭૬

સતી-પાપી ટળ અહિંથી આઘો, તું બહોત બનેલો બાઘો
આશા મારી એ ત્યાગો. હવે મ્હોત પ્રભુ પાસે માગોરે—૬૭૭

વ્યભિ-માની જા શ્યામ મારૂં અહિ કોણુ હવે છે તારૂ
નહિ માને જો તું મારૂ, સીતમ તુજપર ગુજારૂરે. હું—૬૭૮

સતી-નિશ્ચય મેં ધાર્યું મરવું, તો શાને તુજથી ડરવું
કર હોય ભલે જે કરવું, તુજને હત્યા દઇ માવું હું—૬૭૯

જીવતાં મુછ વાળ ન જડશે, કેશરી કેરો શું વળશે
મણી સર્પ છતાં ના મળશે, સતી તેવી તુજને વરશે હું—૬૮૦

વ્યભી--આ શું બોલે છે બાળા ના કર અમથી અહીં ચાળા
તુજ કારણુ ભરી ઉચાળા, ફરી થાકયો ચરણે પાળારે. હું—૬૮૧

આવો અલબેલી આવો શીઠ આમ કરી તલસાવો
મેં રાખ્યો તમપર દાવો, તો રહેમ દીલ કંઇ લાવોરે—૬૮૨

## સતિ પર હુમલો.

( રાગ અસલનો )

કહીને એમ તેણે, સતિનો હાથ ઝાલ્યો
આવોને આમ શ્યામા કહીને કંઇક ચાલ્યો—૬૮૩

સતીએ જોર કરતાં હિંમત હૈયામાં ધરતાં
પાપી પીટયાં શું મરતો ખેંચ્યો કહીને ક્રર તો—૬૮૪

છટકીને દોટ મુકી, પાપીની ચોટ ચુકી
પાપી પુઠેથી ધાયો, વિચાર કંઇક આવ્યો—૬૮૫

હિંમત ઘણીય હોય, ગણાય તોય અબળા
શું ગાય જાય કયાંએ સીંહો છુટે જયાં પ્રબળા—૬૮૬

સતીને શ્વાસ ચઢીઓ, ચરણો શ્રમીત થાતાં
પાપીએ પુંઠ લીધી, સતીને જાણુ થાતાં—૬૮૭

પડી તે ભાન ભુલી, આપઘાત એજ કરવા
હજુ કસોટી કરવા, પ્રભુ ન દેજો મરવા—૬૮૮

પાપી પુઠેથી આવ્યો, જોઈ સતી હરખાયો
મુખ ઉપર રૂમાલ નાખી, સુતી મુર્છામાં નાખી—૬૮૯

સતી બેભાન થાતાં, વધ્યો ઘણું હરખાતાં
હવે સતી કયાં જાતાં, શું ના તમે હરખાતાં—૬૯૦

અતીશે શ્રમ આપ્યો, બદલો દઇશ હાવે
એ શ્રમ સફળ તો થાતાં, હું ભોગવીશ ભાવે—૬૯૧

સતીને લીધી ખાંધે, ચાલ્યો તે વાસ જ્યાં છે
જંગલ વિષે તે આવ્યો, નીજ વાસ એજ ત્યાંછે—૬૯૨

ખાલી હતી ત્યાં પેટી, સુતી સુવાડી તેમાં
સગવડ હતીય એવી, હવા ભરાય તેમાં—૬૯૩

પેટી ઉપાડી માથે, ચાલ્યો તે ખુશી થાતો
નિર્ભય બનેલો એ તો, ત્વરાથી રાહ જાતો—૬૯૪

રાત્રીના ત્રણ વાગે, સ્ટેશન મહીં તો આવ્યો
દુર દેશ નાશી જાવા, વિચાર એ બનાવ્યો—૬૯૫

પુરા તે ચાર વાગે, ગાડી તહાં તો આવે
ત્યાં સુધી પેક પેટી, કીધી ઉમંગ ભાવે—૬૯૬

અડકાવી પેટી સારી, તાળું તે વાસી દીધું
ઉપર લપેટી કપડું, જતન સરસ કીધું—૬૯૭

તેવે તો ગાડી આવી, પાર્સલ કરાવી પેટી
ટીકીટ કરાવી બેઠો, પેટીને મુકી હેઠી—૬૯૮

વાંચક હતો આ નર તો, સાધુના વેશ પહેલા
સતી છળવાને માટે, મઢી મહીં રહેલા—૬૯૯

તેમાં ન તેને ફાવ્યું, સસરાની સાથ કહાવ્યું
રક્ષક સતીનો થઇને તેણે, કર્યું આ ફાવ્યું—૭૦૦

અહીંથી હાવે તેણે, જેરામ નામ રાખ્યું
યાત્રાનું કાઢી બહાનું, ફરવાનું એણે રાખ્યું—૭૦૧

અહીંઆં રહેજો કદીએ, પકડાઇ જાય કર્મે
લોકોમાં એ અધર્મ, પીટાય પાપી કર્મે—૭૦૨

ફરી વિચાર આવો, દુર દેશ નાશી જાવા
સતી પુરી ફસાવા, લેવા અનેરા લ્હાવા—૭૦૩

એ ચાર દીન થાતાં પુરી અયોધ્યા જ્યાં છે
'જેરામ'થઇને નિર્ભય ઉતાર્યો અરે એ ત્યાંછે—૭૦૪

શોધીને ધર્મશાળા, સગવડ તમામ વાળી
લઇને એકાંત ઓરડી, પેટી તહાં ઉતારી—૭૦૫

જાત્રાર્થે કંઇક આવ્યા, ગુજરાતી જન ઝાઝા
ઉતર્યો એ ધર્મશાળા, આવ્યાં હતાં તાજાં—૭૦૬

વિચારી લાભ એનો, જેરામ ખુશી થાતો
અહિં સુખીજ થઇશું, મળ્યો છે યોગ એતો—૭૦૭

દિવસે વાતો કરશું, રાત્રે એકાંત થઇશું
જાગૃત કરી સતીને, અતિ મોજથી રમીશું—૭૦૮

બાહેર કદાપી જઇશું, અસબાબ સોંપી જઇશું
દેશી છે એજ માટે, નીરાંત વાળી જઇશું—૭૦૯

આજે છે દીન પહેલાં, બહુ દીનથી ઈચ્છેલો
બજારે જાઉં તેથી, સતી રીઝાય તેથી—૭૧૦

સાધન બધાંય લાવું, રસોઇ પાણી કરવા
દાગીના કંઈ લાવું, સતીને ખુશી કરવા—૭૧૧

જાઉં હું પેટી સોંપી, ગુજરાતી એક તેને
ન કોઇ તેને અડકે, ચેતાવી દઇશ તેને—૭૧૨

વિચાર આવો કરીને ગુજરાતીને બોલાવ્યો
જેરામ સાદ દેતાં તે હર્ષભેર આવ્યો—૭૧૩

વધો જેરામ ત્યાં તો, આ ભાઈ દેશી તેથી
તમોને કામ સોંપ્યું, વિશ્વાસ પડે જેથી—૭૧૪
હું જાઉં બહાર ફરવા, ત્યાં સુધી અહી રહેજો
આ પેટી માંહી મારી, કીમતી ચીજો તે જોજો—૭૧૫
ન કોઇ તેને ખોલે, તપાસ એજ રાખો
ખોલેથી જીવ તેનો, અને તો જાય મારો—૭૧૬
એવી ચીજો છે માંહી, માટેજ ભાઈ કહું છું
તપાસ પુરી રાખો, વિશ્વાસ આપ રહું છું—૭૧૭
ગુજરાતી બોલ્યો ત્યારે, વિશ્વાસે આપ જાઓ
નર્ભય રહેજો એથી, સુખેથી જઈને આવો—૭૧૮
અહીં પરદેશ આવ્યા. જ્યાં આપણું ન કોઈ
મળ્યા ત્યાં એક દેશી, સહોદરા તે ભાઇ—૭૧૯
જેરામ ખુશી થાતો, બજારે જાવા લાગ્યો
વિચાર કંઇક આવ્યો, પાછો વળી તે આવ્યો—૭૨૦
વળી કહે છે વરણી, જતન કરીને જો જો
ઉઘાડશે જો કોઇ મરી જશે એ તે તો—૭૨૧
ગુજરાતી કહે છે ભાઈ, નિર્ભય થઈને જાઓ
ફીકર તજીને એની, બજાર જઈને આવો—૭૨૨
વળી ગયો તે આઘો, પાછો વળીને તે આવ્યો
ભાઈ જરૂર જો જો, કહી ગયો તે પાછો—૭૨૩

એવી રીતે તે પાછો, જઇ ચાર વાર આવ્યો
પછીથી હામ ધારી, બજાર માંહી આવ્યો—૭૨૪
જેરામની વૃતી જોઈ, ગુજરાતી વહેમ લાવ્યો
સી ચીજ પેટી માંહી, કીમતી ભરીને લાવ્યો—૭૨૫
આતુર કેમ આવો, પેટીમાં શું છે એવું
જોખમ ગમે તે થાયે, નિશ્ચયે તે જોઈ લેવું—૭૨૬
વિચાર એવો કરીને, પેટીનું તાળું ખોલ્યું
પછીથી ધીમે તેને, પેટીનું પડ ઉકેલ્યું—૭૨૭
અંદર જુએ જ્યાં નીરખી, ગુજરાતી જાય હબકી
અરેરે હાય આ શું, ગુજરાતી જાય ઝબકી—૭૨૮
જરૂર ખુન કરીને, પાપી પેટીમાં લાવ્યો
સુંદર સ્વરૂપની નારી, તે શીદ મારી લાવ્યો—૭૨૯
રઢીયાળી રંભા કરતાં, કાંતી છે ચંદ્ર જેવી
અપસરા સમાન નારી છે કોઈક દેવી જેવી—૭૩૦
ગુજરાની મુખ તેને, ધીમેથી હાથ દે છે
ધીમો જરાક લાગ્યો, ગરમ શ્વાસ લે છે—૭૩૧
બ્રહ્માંડ જીવ તેનો, રહેલો તેને લાગ્યો
ધીમેથી બહાર કાઢી, નીરખીને જોવા લાગ્યો—૭૩૨
અંગો બધાય સાજાં, વીચાર તેથી કીધો
પાપીએ પાપ કરમેં સીનો હવાલ કીધો—૭૩૩

કામણુ કરેલું કંઇએ, મુર્છા નારી આ છે
વીચારી એવું લીધી, હોસ્પીટાલે તેણે—૭૩૪

દવાખાને તે મુકી, પાછો આવ્યો ત્યાં તો
હતીએ ધર્મશાળા પેટી છે ખાલી ત્યાં તો—૭૩૫

વિચાર કરતો બેઠો પેટી છે ખાલી તેમાં
જેરામ ન જાણે તેવું, ભરવું હવે શું એમાં—૭૩૬

પાપીને પાપ શીક્ષા, જરૂર કંઇક દેવી
વીચારી ધીર તેણે, ધારીને ઉર એવી—૭૩૭

પેટી ઉઘાડી મુકી, ભાતુ ઉઘાડું મુકયું
પેટીનું દ્વાર તેણે, જુગ્તે અડાડી મુકયું—૭૩૮

જરાક હાલ જેવે, અડકાય આપ મેળે
યુક્તિ લગાવી એવી, બેઠો જઇ તે દુરે—૭૩૯

ઘડીકવાર થાતાં, વાંદર ઘણાંય માતાં
ખાવાનું જોઇ હર્ષે, આવ્યાં ઘણાંય ધાઇ—૭૪૦

મસ્તાન એક વાંદર, પેટીમાં કુદી પડીયો
ખાવાને ભાતુ ભાવે, પેટી મહી તે પડીયો—૭૪૧

પેટીનુ દ્વાર તેવે પડયું ત્યાં આપ મેળે
ગુજરાતી દોડી આવ્યો તાળુ તે વાસ્યું—૭૪૨

વાંદર ખીજાયો ભારે, પેટીમાં લાત મારે
થાકયો પછાડા ખાઈ ત્યારે રહ્યો સમાઇ—૭૪૩

પછી ગુજરાતી ધીમે, પેટી કરીને સીધી
કપડું ઉપર ઓઢાવી, હતી એ તેમ કીધી—૭૪૪
પછીથી બહાર ત્યાંથી ગયો તે ધીમે ચાલી
જેરામ સાંજે આવ્યો રમવાને રંગ વ્હાલી—૭૪૫
પેટી હતી ત્યાં જોઇ મનમાં ખુશી તે થાતો
મદન તણા તે તાપે આવેશ ના સમાતો—૭૪૬
ગુજરાતી આવી તેવે, જેરામ સાથ વદતો
પેટી તમારી ભાઈ જે સાચવી છે મેં તો—૭૪૭
સોંપી હતી તે જેવી સંભાળી લ્યોને તેવી
જોખમ હવે તો મારે તે ઉતર્યું અત્યારે—૭૪૮
મુને ફીકર બહુ થાતી તમો ન આવ્યા તેથી
દીલગીર ઘણોય થાતો, શું થઈ આ ફજેતી—૭૪૯
તેવામાં આવી પહોંચ્યા, હરખ્યો ઘણોય તેથી
જોખમ ઘણેરૂ ઉતર્યું, આ પેટી સોંપી તેથી—૭૫૦
જેરામ પેટી જોઈ, વદયો ખુશીથી વાણી
ભાઈ હવે તો જાઓ, રાખ્યું ઘણેરૂં પાણી—૭૫૧

## છંદ-કટાવ.

સાખી-ગુજરાતી વદીને એવું, ગયો તેહ ચુકાવી દેવું
હવે જોઇ લ્યો વાંચક મારા, જેરામ તણા અહીં ચાળા—૭૫૨

## કટાવ.

ભવન બતાવ્યું ભભકા ભારે, કરી રોશની અંદર બ્હારે
લેમ્પ ઉંચા મેકરનું લાવ્યો, જાણે વીવા આજે આયો—૭૫૩
દીવા કરીને હાલ બનાવ્યો, જાણે દીનકર ઉગી આયો
વળી રસોડે પેસી પોતે, સરસ બનાવી રસોઇ જો તે—૭૫૪
દાલ ભાત ને શાક કરીને, ગોળતણો કંસાર વળી તે
ખાંડતણું ના નામજ લીધું, અપશુકનીયું તે તો સીધું—૭૫૫
તૈયારીથી ઢંકી ચુલે, ગરમા ગરમી રહે અણુમુલે
ગરમ કીધું પાણી ન્હાવાને, થાક સતીનો તો જાવાને—૭૫૬
સુગન્ધીદાર સાબુ પણ મુકયો, વળી પાટલો તે નાચુકયો
અલંકાર પણ વીધવીધજાતી, વસ્રો છે પણ વીધવીધમાતી—૭૫૭
ખુબીદાર બરમાની સાડી, પંહેરે લાડી જરા ન જાડી
ચોળીમાં પણ ચીત લગાડી, બુદ્ધિને લાંબી પહોંચાડી—૭૫૮
કદાચ ચોળી હોયે આડી, છતાં કુચ દેખાયે દાડી
અક્કલને એવી પહોંચાડી, એક વસ્રની ચોળી ફાડી—૭૫૯
વળી ચણીયો લીધો તેવો, ચાલો વાંચક જોવા જેવો
અહાં ઉતર્યા જોવા દેવો. ભાત જાતમાં આતો કેવો—૭૬૦
અરે ચણીયા સાથે સાડી, ડબલ પટે પણ દે દેખાડી
અંગ બધું એ દે ઉઘાડી, એવા ચણીયા સાથે સાડી—૭૬૧
મુકયાં વસ્રોએ બાહેર કાઢી, દીધાં સતીનાં ભાગ્ય ઉઘાડી
પલંગ વળી લાવેલો ભાડે, ઓરડી માંહી તે પણ ઢાળે—૭૬૨

તળાઇને તે પર ઓરાઢે શોભાવી તેને ઓછાડે
વળી વિચાર એવું ધારે, સતી રંગ રમશું અત્યારે—૭૬૩

મદન મોજ મારીશું આજે ઇંદ્ર સુખ આ જોઈ લાજે
વિષ્ણુ સરખા બળશે દાઝે મુજ વિણુ વૈભવ કોને છાજે—૭૬૪

આમ વિચારે ભાવી સુખને તે સંભારે હસતો હાલે
પેટી જોઈ હૈયું ઠારે, હવે સુંદરી કાઢું બ્હારે—૭૬૫

એમ વિચારી પડદો કાઢે, કુંચી ધીમે તેહ લગાડે
વળી જોઈ તે બાહેર આવે, રખે કોઇ દોડીને આવે—૭૬૬

દ્વાર હોલનું વાસી દીધુ, સાંકળ મારી તાળું દીધું
કામ એમ ચોકકસ તો કીધું પછી કામ એ કરમાં લીધું—૭૬૭
પછીથી નિર્ભય થઈને પોતે, ખોલ્યું તાળુ જોતે જોતે
પેટી કેરૂં દ્વાર ઉઘાડયું, અંદર સુતેલું કો ભાળ્યું—૭૬૮
વસ્ત્ર ઉપર તો છે ઓરાઢયું, નીજ કરે જેવું ઓરાડયું
ખુશ થયો અંતરમાં એતો, સુંદરી આ જીવે છે તેતો—૭૬૯
પછી ધીમેથી તે તો બોલ્યો હર્ષાવેશે એ બહુ ડોલ્યો
સતી સુંદરી આવો વ્હાલાં, હવે નહિ તલસાવો ઠાલાં—૭૭૦
એમ કહીને બાથ ભરે છે, કપી સુતેલો તેહ ડરે છે
થાકીને અકુળાયો એતો રીસ ભરેલો પોઢયો તે તો—૭૭૧
હુપ હુપ કરતો જાગી ઉઠયો, ખરી રીસથી તે તો રૂઠયો
જેરામને કંઠે વળગ્યો તરછોડયો નવ થાએ અળગો—૭૭૨

ધાજોરે કોઇ ધાજો બાપુ મને બચાવો બદલો આપુ
હાય ભુત આ નીકળ્યું કયાંથી કાઢે જીવ આ તનડામાંથી—૭૭૩
બુમો પાડી કંઇ જેરામે પણ ત્યાં કોઇ શાનું આવે
વળી બારણા સામે દોડે કપી ત્યાં પણ આવે જોડે—૭૭૪
અંગ બધું ઉઝરડી નાખ્યુ, નાક ગાલ સઉ કરડી ખાધું
લોહી લુહાણું અંગ થયું છે ભાન વસ્ત્રનું અરે ગયું છે—૭૭૫
નગ્ન વેશથી દોડે ઝાઝું સુઝે નહી નાઠાની બાજુ
ઉપર કપીને મારજ એવો મૃત્યુલોકમાં દીઠા જેવો—૭૭૬
પડયો ભોંય તે બુમો પાડે દ્વાર કોઇ ના ઉઘાડે
વાંદર પણ અકળાયો એવો દીઠો જયરામ કાળજ જેવો—૭૭૭
પલંગ ચાદર તોડી નાંખ્યા હાંડી તકતા ગોડી નાંખ્યાં
ભોજન તે સહુ ઢોળી નાખ્યાં તળીયું ભીંતો ફોડી નાંખ્યાં—૭૭૮
તજી ભાન જેરામ જ પડીયો શ્વાસ કંઠમાં આવી અડીયો
ત્યારે બાહેર ઉભા લોકો જોવા મળેલા થોકા થોકે—૭૭૯
દ્વાર ઉઘાડયું યુકિત કરીને કપી નીકળ્યો હુપ કરીને
મારી ઠેકડો ચડયો છાપરે પડયો જેરામ કહી બાપરે—૭૮૦

—: સાખી :—

હુપહુપ કરીને કપી નાઠો જેરામ કરી દીન માઠો
હતી મદન રંગની વાતો ત્યાં ખાધી કપીની લાતો—૭૮૧

(રાગ અસલનો)-(બાર માસી)

કપીને બહાર કાઢી, સહુ જન માંહી જાતા
દશા જેરામ જોઇ, મનમાંહી એ મુંજાતાં—૭૮૨
જેરામ ભાન ત્યાગી, પડી રહયો અભાગી
જરીને જુએ જાગી, લીધું છે દુઃખ માગી—૭૮૩
ભેગા મળેલા લોકે વિચારી વાત શોચે
મરી તે અહિં જાશે, પહોંચાડો વૈદ પાસે—૭૮૪
વિચાર એવો કરીને, જેરામ લીધો ઉચકી
સઉજન સાથ જઇને આવ્યા તહાં તે મુકી—૭૮૫
સતીની આંહી શી છે, ગતિ વિચારો ભાઈ
ડાકટરની પાસે તે છે, બેહાલ બનેલી બાઇ—૭૮૬
સતીને બચાવી લાવ્યો, જે વીર ગુજરાતી
હરદમ ઉભો મે રહે છે, સતીની સેવા થાતી—૭૮૭
ડોકટરે દર્દ જાણ્યું, દવા તો સરસ કીધી
મુર્છા સતીની ટાળી, સાવથ સતીને કીધી—૭૮૮
નયનો ઉઘાડી ન્યાળે જંગલ નહી તે ભાળે
સાધુ ન આંહી દીઠો આવાંશ જોઈ મીઠો—૭૮૯
સતિ વિચારે મનમાં ધડે ઘાટ તનમાં
અરેરે હું કયાં આવી મને ભુલાવે ભાવિ—૭૯૦
મુકયાં કયાં સાસુ સસરો મુકયો પતિ કયાં મારો
અહીંઆં હું કયાંથી આવી દીઠો ન દુખ આરો—૭૯૧

ભયભીત ચહેરે વદવા, સતી પ્રયાસ કરતી
ના જીભલડી ઉપડતી ડાકટર પ્રતી એ જોતી—૭૯૨

સાહેબ નામ પીછાણું ના આપને હું જાણું
આ ઠામના શું છે, આ ગામ નામ શું છે—૭૯૩

હું અહીં કયાંથી આવી મુકી ગયું કે લાવી
સાહેબ દો ફરમાવી મુજ રહેમ દીલ લાવી—૭૯૪

ડાકટર વદ્યા છે વળતાં ના સુંદરી એ ડરતાં
આ છે દવા તો ખાનું બીજુ કાંઈ ન જાણું—૭૯૫

પુરી અયોધ્યા નગરી જાત્રા ભરાય સઘળી
ઉચકી આ ભાઈ લાવ્યા દુખે તમારા ધાયા--૭૯૬

ગુજરાતી ભાઇ આગળ આવી સતીને પુછે
તમ નામ ઠામ બાવા મુને કહોને શું છે—૭૯૭

સતી વદે છે ત્યારે હું શું વદુ અત્યારે
છે કર્મ કથા ભારે થવાનું શું સંભાળે—૭૯૮

આગ્રહ તોય નરનો, કથની સતીની સુણવા
સતીએ દીઠો જ્યારે લાગી તે તવ વદવા—૭૯૯

સુણોને ભાઇ મારી વીતક વીતેલી વાતો
કહેતાં ભાઇ આજે અતિશે શોક થાતો—૮૦૦

છે સાસરૂ ગુજરાત રૂડાં એ રાજનગરે
પીઅરમાં વાટ ઉડી રૂડા વઇરાટ નગરે—૮૦૧

માતા પીતાએ મારાં, પુરાં હતાં હત્યારાં
કાળાં તે કર્મ વાળાં, હતાં દીલનાં ગોઝારાં—૮૦૨
જન્મી હું તેહ કૂખે, પરભવ તણાં એ દુખે
મુને જીવાડી અમથી, મારીજ હોત વીખથી—૮૦૩
હું મોજ તેથી માણું, આ તેહથી અકારૂં
ધરાવી હીત મારૂં જીવન બગાડયું મારૂં—૮૦૪
લોભી પીતાએ લોભે, મોટી કીધી છે મુજને
પઇસા પુરા એ રળવા, મોટી કીધી છે મુજને—૮૦૫
માગાં ઘણાંય આવે, મારૂંજ રૂપ જોઇ
પાપ પીતાએ પણ તો, પઇસે રહયાતા મોહી—૮૦૬
થયાં છે સોળ વરસો, કુંવારી સાચ હું તો
પાપી પીતાના ઘરમાં, સ્ત્રી ધર્મે આવી હું તો—૮૦૭
હું ધર્મ કર્મ જાણી, રહીતી શુદ્ધ ભાવે
પાપી પીતાને તેથી, ઠપકા ઘણાય આવે—૮૦૮
કરવાને લગન મારૂં, પીતા ગયા છે તેથી
મુજ વર શોધી લાવ્યા, આનંદ થાય જેથી—૮૦૯
વાંચક સુણોને મારા, પછી બનેલુ જે જે
આગળ લખેલું મેં તો, જેવું બનેલું તે તે—૮૧૦
રડતાં સતીએ તે તો વર્ણવ્યું બધું પછી તો
જેરામે ઝાલી રાતે ત્યાં સુધી કહ્યું તે તો—૮૧૧

વદી સતી પછી તો ખબર પછી નથી તો
હું આંહી કયાંથી આવી, કેવું લખેલું ભાવી—૮૧૨

ગંગા છે નામ મારૂં, દુઃખે બળેલી ભાળું
ઓળખાણ ભાઇ આપો, કહી કલેશ દીલ કાપો—૮૧૩

અધુરી મારી કથની, વદો ને જેહ જાણો
વદયો સુણીને નર તો, સુણો અધુરી વાતો—૮૧૪

કહી બધીય તેણે, પુરી વીષે બનેલી
કહી પાપીને તેણે શિક્ષા વળી દીધેલી—૮૧૫

વદયો પછીથી વાણી, બાળાએ વાત જાણી
છે પુછવાનું મારે, પરણ્યા ત્યાં આપ જ્યારે—૮૧૬

તમ માત તાત જેને, હતું સંતાન બીજું
જો યાદ હોય તો કહો શું નામ તેનું—૮૧૭

વદી ગંગા ત્યાં વાંણી, એ વાત ભાઈ ભુલી
વર્ષ આઠ કેરો ભાઇ, મારો હતો એ ભુલી—૮૧૮

મોહન મધુર નામે, હજુય રહે છે ગામે
માતા પીતા તો પ્લેગે, ગુજરી ગયાં છે હાવે—૮૧૯

સારો છે ભાઈ મારો, ન વાત આવી જાણે
કદાપી તેય જાણે, આવે તે તર્ત ટાણે—૮૨૦

વાત બધીય સુણી, નયને ભરાયું પાણી
ડુમો ભરાઇ આવ્યો, નર તો વદે ન વાણી—૮૨૧

નિશ્ચય થઇ રે ગંગા, પુછે છે પ્રેમ આણી
કહોને ભાઇ શાથી, નયને ભરાયું પાણી—૮૨૨
વદયો તે નર રડતાં, નીહાળ બેન મુજને
હત્યારો ભાઇ હું છું, કહું શું તુજને—૮૨૩
મોહન છે નામ મારૂં, વીરાટ ગામ મારૂં
સુણીને દુઃખ તારૂં, બળે છે દીલ મારૂં—૮૨૪
સુણીને આવી વાણી, સતીને સ્નેહ આવ્યો
ગળે તે બાઝી ઉછળી, સતીને સ્નેહ આવ્યો—૮૨૫
જરા તું આંહી આવ્યો મુજ જીવને બચાવ્યો
કહી સ્નેહાશ્રુ લાવી, નીજ વીરને નવરાવ્યો—૮૨૬
પછીથી બેન ભાઈ, ઉમંગ દીલ લાવી
ભોજન કીધું મંગાવી, ઉતારે નીજ આવી—૮૨૭
રહીને દીન થોડા, પાછા વતન સીધાવ્યાં
અતી આનંદ સાથે, નીજ ગામ એહ આવ્યા—૮૨૮
ભાભીને ભાવે ભેટી, સતી ઘણુંય રડતી
છાતી શું ચાંપી ભાભી, છાની તે રાખે રડતી—૮૨૯
મોહન કહેતો બેની, જીવન અહીં તું ગાળે
દુઃખી થવાનું હવે, ના સાસરૂં સંભારે—૮૩૦
લખું છું પત્ર આજે, સસરાને દુઃખ લાગે
ઉઘાડું આંખ તેની, ભલેને દુઃખ લાગે—૮૩૧

સતી વદી ત્યાં એવું, ના ભાઈ એવું કરજે
વિચાર કાંઈ કરજે, દયા તું મારી ધરજે—૮૩૨

ભલે હો દુઃખ દરીઓ, વિશેષ ત્યાં ભરીઓ
છતાંય તેહુ સારૂં, જીવન જશે ત્યાં મારૂં—૮૩૩

ગયા ના દીન કોના, મૈયર વિશે રહેથી
સાસરૂં છે સ્વર્ગ સાને, શું થાય છે કહેથી—૮૩૪

માટેજ વીર મારા, આરામ લેઇ જાશું
દુઃખેથી દીન કાઢી, લુખુ સુકુ ત્યાં ખાશું—૮૩૫

લખો હયાતી મારી, ચીંતા ન થાય તેથી
ત્યારે તો વીર મારા, ખુશી થઇજ તેથી—૮૩૬

લખ્યો છે પત્ર તેવો, સતી વદી છે જેવો
ખુશીથી દીન જાતા; વળી કંઇક શાતા—૮૩૭

અહીં આં હવે શું બનતું, સતીનાં સાસુ સસરો
રાત્રી બધાય જાગ્યાં, સતીની રાહ જોતાં—૮૩૮

દવા તે લેઇ આવે, આ પુત્રને જીવાડે
યોગી છે દેવ જેવા, ન કાંઈ લેવા દેવા—૮૩૯

થયું પ્રભાત જ્યારે વળી વળી વિચારે
હજુ ન રાંડ આવી દવા ન કાંઈ લાવી—૮૪૦

એવી તે રાહ જોતી મધ્યાન વેળા વીતી
સસરાને સાસુ કેરી દીલે ચઢી છે બીતી—૮૪૧

સતીનો જાય સસરો, યોગીમઢુલી જ્યાં છે
ખબર બધીય લેવા, યોગીનો વાસ જ્યાં છે—૮૪૨
આવ્યો તે પુર પાટે નદી કિનારે તે તો
ગયો મઢુલી માહ્રી ખાલી દીઠી છે તે તો—૮૪૩
યોગીનો વાસ શોભે શમશાન જેવો આજે
ઉપર તો કાગ બોલે બોલે ન કો અવાજે—૮૪૪
સતી જતી ન દીઠો મનમાંહી ભય પેઠો
અંધારા આખે આવ્યાં ધરતી પરે તે બેઠો—૮૪૫
જોયાં ખાંચા ખચીયા કોતર બધાંય જોયાં
ઝાડી તે જોઇ વળીઓ જતી સતીને જોયાં—૮૪૬
નિશ્ચય થયો ત્યાં એને હતી એ રાંડ વંઠી
ભરમાવી જોગી ભોળો ગઇતી રાંડી વંઠી—૮૪૭
આવ્યો ત્વરાથી પાછો વીગતે વાત જાણી
ખબર કહી ત્યાં એવી સતી જતીને પરણી—૮૪૮
નાસી ગયાતે કયાંએ પત્તો ન તેનો લાગે
હાય હવે શું થાશે એ બીક મુને લાગે—૮૪૯
વદી સુણીને સાસુ એમાં તો બીક શાની
પીયર કહીને ગઇ છે કહી છે એવું જાણી—૮૫૦
હતી એ રાંડ ભુડી જોગણી જાત રૂડી
ભક્ષીએ લેત સઉને, સાચીએ વાત કહુંને—૮૫૧

આ પુત્ર છેજ પ્યારો તે તેહને પ્રતાપે
પથારી આજ પોઢયો એ રાંડતો સંતાપે—૮૫૨

રહીજો હોત ઘરમાં જરૂર જીવ લેતી
ગઇ થયુ તે સારૂં હવે નથી હલેતી—૮૫૩

પુત્રનો જીવ બચશે, એ રાંડના જવાથી
માટેજ શોક ત્યાગો, નિર્ભય થઈ રહેજો—૮૫૪

પુછતું જો આવે કોઈ, પીયર ગઇ તે કહેજો
બીજી તે બીક ત્યાગી, નિર્ભય થઈને રહેજો—૮૫૫

વીસારી આમ સતીને રહ્યાં નિરાંત વાળી
ઠંડા થઇને બેઠાં આપદ બધીયે ટાળી—૮૫૬

હતી એ આશા મોટી, સતી તણા જવાથી
પુત્રને સારૂ થાશે સતી તણા જવાથી—૮૫૭

એ આશા ખોટી પડતી જણાઇ જાતે દહાડે
જણાય દીન દીને, ગળતો જતો તે હાડે—૮૫૮

ખાંશી અતીશે આવે અતીશે તાવ આવે
પથારી વશ પડયો શકતીય બધીય જાવે—૮૫૯

અનાજ કાંઈ હાવે જરા ન કાંઇ ભાવે
વિવિધ જાત રાંધી ભાવે ન તેહ લાવે—૮૬૦

જોવા સબંધી આવે વદે તે દીન ભાવે
જીવ્યાંની આશા આની ભાઇ તજી દો હાવે—૮૬૧

અહીંયા દશા છે આવી, વીરાટમાં શું થાયે
અતીશે દુખે બળતા, સતીના દીન જાયે—૮૬૨

છે ભાઇ દીલે ભોળો, ભભીને મન ચોળો
સંતાપ એહ આપે, મેણાં ઘણાંય મારે—૮૬૩

આથી સતીનું અંતર, ઉકળી ઉઠયું છે હાવે
કકળાટ થાય તેથી, ના ભાઇને કહેવાયે—૮૬૪

દુઃખની બળેલી બાળા, બુજાવે કયાંથી લાળા
જ્યાં ત્યાંથી આગે આવો બળતાંવળી અંગારા—૮૬૫

નિર્મ્યું ન સુખ વિધિયે, સતીના ભાગ્ય માંહી
જુની છે રીત એતો, સતીના ભાગ્ય માંહી—૮૬૬

તેનું મન આથી, પિઅર થકી તો ઉઠયું
અન્નજળ હવે તો અહીંથી, સતીનું હાય રૂઠયું—૮૬૭

સુળી તો સાસરાની, સતીને મીઠી લાગી
મૈયરની ગાદી હાવે, સતીને મીઠી લાગી—૮૬૮

પત્રની રાહ જોતી, કરવાને આણું આવે
સસરો કે કોઈ આવે, દયા, જો મારી લાવે—૮૬૯

આશાએ દીન આવા, સતીના જાય દુઃખે
વળી એ દીલ આવે, પતી પડેલા દુઃખે—૮૭૦

દીનો ગયા છે કંઈએ, સતી નીરાશ થઇ છે
ખાત્રી પડી છે ત્યારે, ત્યાગી તો મુને દઇ છે—૮૭૧

આક્રંદ અતીશે કીધું, ન અન પાણી દીધું
રાત્રી બધીય જાગી, નીંદ્રા બધીય ત્યાગી—૮૭૨

સવારે ઉઠી જ્યારે, નયનો કરીને રાતા
ચક્કર અનેરા આવે, પડતી ઢળતી તે જાતાં—૮૭૩

એવામાં પોસ્ટમેને, પત્રજ એક નાખ્યો
હેતુથી ઉઠી સતીએ, એ પત્ર પાસ રાખ્યો—૮૭૪

પરવારી લેઇ બેઠી, એકાંત જઈને વાંચે
થયું ન દીલ ટાઢું, અરેરે હાય સોચે—૮૭૫

લખ્યું છે પત્ર માંહે, ઝટ અત્રે આવે
ગંગાનો કંથ માંદો, આખર ઘડી છે હાવે—૮૭૬

આશા તજી છે સૌએ, પત્રજ તેથી લખીઓ
વીલંબ ન કરો ઝાઝો, આ તાર જાણે લખીઓ—૮૭૭

જોવું જો હોય મુખ તો, ઉઠી ને આજ આવો
નહી તો તમારી ખુશી, નથી અમારો દાવો—૮૭૮

સતીએ પત્ર આવો, વાંચી રડી અતીશે
જવાને ભાઇ વીનવ્યું, એ પત્ર નીજ મીશે—૮૭૯

મારે તો ભાઇ જાવું, એ સાસરી મહીં તો
હવે તો દીન એકે, રહેવાય ના અહીં તો—૮૮૦

ફુટયું છે કર્મ મારૂં, જીવન થયું અકારૂં
તજી બધુંય આંહી, જવાનું હવે ધારૂં—૮૮૧

લખેલું દુ:ખ કરમે, મીથ્યા ન થાય કોથી
આગળ અનેરાં દુખડાં, હજુય હાય જોતી—૮૮૨
સતી વહીને એવું, રડી છે દીલ ખોલી
ગળું રૂંધાઇ જાતાં, શકાય નહી બોલી—૮૮૩
મોહને તર્ત ઉઠી વસ્ત્રો તે પહેરી લીધાં
બેસીને ધીર વચને, આશ્વાસનોય દીધાં—૮૮૪
વળી તૈયારી કીધી લીધી સતીય ત્યારે
ચાલ્યાં તે બેન ભાઈ, ખરેખરા મધ્યાને—૮૮૫
ચાલે તે ભાઈ આગળ, બેની તે જાય પાછળ
આક્રંદ છુપુ કરતી, માપે ધીમેથી ધરતી—૮૮૬
આવ્યાં તે રાજનગરે, દીઠી સતીને સસરે
લાવીને રોજ મજરે, સાસુજી ક્રોધ પ્રજળે—૮૮૭
તડુકી ઉઠી એ તો, સસરોએ ગાળ દેતો
ભક્ષો તે પુત્ર મારો, ડાકણ સ્વભાવ તારો—૮૮૮
રંડા તું રાંડવાને, આવી હવે તું આજે
સતી જો હોવું તું તો, પીડાઇ મર લાજે—૮૮૯
ગઇતી મુખ કાળુ, કરીને હાય તારૂં
હતાં શું નાંરૂં કારૂં, બુડાડયું કુળ મારૂં—૮૯૦
વાળ્યાં બીજાએ જ્યારે, છાના રહ્યાં તે ત્યારે
સહન બધુય કરીયું, વખત નથી અત્યારે—૮૯૧

સતીને ત્રાસ થાતો, ના શોક તો સમાતો
શરમાતી પેઠી ખુણે, સાસુ ધીમેથી કુણે—૮૯૨
જાવું પતિની પાસે, અવસર એહ ખોળે
લોકો ભરાઇ બેઠા, શરમાતી આપ શોળે—૮૯૩
કંઠે છે પ્રાણ પતીનો, લોક વળી ઉચ્ચારે
પુરણ ભાગ્ય હોયે, તો રાત આજ કાઢે—૮૯૪
સંધ્યા થઇ છે જ્યારે, ગયા છે લોક જમવા
દવા તે લેવા સસરો, સાસુને ખાવા કરવા—૮૯૫
વેરાયાં એવી રીતે, ન કોઇ પતીની પાસે
અવસર વીચારી એવો, ગઇ પતીની પાસે—૮૯૬
વદી સતી ત્યાં રડતી. ઓ કંથ દુઃખ આ શું
એ દોષ કંથ મારો, કરી અરે દશા શું ?—૮૯૭
હું પાપી પ્રાણ મારા, હીણભાગી આપ દારા
ગતી થશે શું મારી, હું તો ઠરી હત્યારી—૮૯૮
સુણીને કંથ બોલ્યો, સતી સલુણી નારી
દુખી કરી મેં તુજને, ગણું હું ભુલ મારી—૮૯૯
દુનીઆ તજીને આતો, સ્વર્ગે શીધાવું હું તો
નક્કીજ એજ ભાસે, દુખી થઇશ તું તો—૯૦૦
મુજ જીવ તુજ માંહે, મુઝાય છેજ આજે
દેખીને દુખ તારૂ, અંતર અરેરે દાઝે—૯૦૧

માતા પીતાએ મારા ખરેખરા હત્યારાં
વળી અરેરે લાગ્યાં, વેરી થઇને તારાં—૯૦૨
જીવન ખરાબ તારૂ, મેં તો કર્યું છે આજે
આશીષ મુને દેજે, માફી તું તેની દેજે—૯૦૩
સતી વદી ત્યાં વાણી, ના દીલ દુખ ધારો
દુઃખો અનેક સહીને, કાઢીશ જનમારો—૯૦૪
લોકો ભલેને કહેશે; તે દુઃખ દીલ સહેશે
પ્રભુજી પાર દેશે, હારા એ દુઃખ સહેશે—૯૦૫
માટે પતી એ મારા, ના દુઃખ દીલ ધારો
તજી સંસાર ખારો, સ્વીકારો પંથ પ્યારો—૯૦૬
સતીની સુણી વાણી, નયને ભરાયું પાણી
સતીનો કર ઝાલી, ચુમી કરી છે જાણી—૯૦૭
અરેરે તર્ત ત્યારે, કફ તો ચઢયો ઉકાળે
પતિને મુંજાઇ મારે, જીવ તો ચઢયો ઉકાળે—૯૦૮
બોલી શકાયું નહિ, રૂંધાયો કંઠ જ્યાંહિ
સતીએ બુમ મારી; આવ્યાં તે ધાઇ તાંહી—૯૦૯
બેઠા છે સાથ સરવે, નિહાળે કાંતિ તેની
શરીરે શીત વ્યાપી, નાડી તુટી છે તેની—૯૧૦
ગઇ છે શાન શુદ્ધિ, ખુટી છે તેની બુદ્ધિ
ધીમો તો શ્વાસ પડીઓ, બ્રહ્માંડ જીવ ચડીઓ—૯૧૧

તણાતું તન તેનું, સ્વર્ગ તે જીવ જાતો
પડયું તે શબ થઇને, અરેરે જીવ જાતાં—૯૧૨
પાડીને લોકો પોકો, કર્યું રૂદન અતીશે
સતીએ છાની રડતી, રૂધીર કાઢયું શીશે—૯૧૩
સવારે સૌએ શોકે, સંસ્કાર સર્વ કીધો
સતી શણગાર સરવે, છીનવી બધોય લીધો—૯૧૪
ચુડી કઢાવી હાથે, વસ્રો પહેરાવ્યાં કાળાં
વેણી રચાવી સારી, મુડાવી નાખી ધારી—૯૧૫
રઢીઆળુ રૂપ નારી, આજે બની હત્યારી
કહી ચુડેલ જેવી, હતી સદભાગ્યા દેવી—૯૧૬
હિંદુ સમાજ તારી, આવી ઘણી બલીહારી
હજારો હિંદુ નારી, તારી પીટે પીટારી—૯૧૭
બાળા નવોઢા ફરતી, રંડાય ભાગ્ય ફુટે
વૈધવ્ય એજ ગાળે, હાથે ઉતારી ચુડે—૯૧૮
તીલક ન ભાળ થાએ, માથુ વળી મુડાયે
શણગાર સર્વે છોડી, વસ્રો તે શ્યામ ઓઢે—૯૧૯
અતિ રડાવે બળથી, કુટાવે વીધ કળથી
ગોધાઇ ઘેર રહેવું, ખાવાનું દુઃખ સ્હેવું—૯૨૦
અરેરે રીત આવી, અબળાને દુઃખ દાઈ
હિંદુએ રૂઢી કેરી, નારી પીટે પીટારી—૯૨૧

સતીને દુખ આવું, લખાયું કર્મ માંહી
પતિ સીધાવ્યો સ્વર્ગે, હવે શું થાય ત્યાંહે—૯૨૨
શણુગાર સર્વ ત્યાગ્યો, વિલાસ સર્વ ત્યાગ્યો
મુડન કરાવ્યું માથે, ચુડો ઉતાર્યો હાથે—૯૨૩
સબંધી સર્વ આવે, મોકાણુ કાણુ કરવા
સતિને સર્વ થઇને, આગળ કરે છે રડવા—૯૨૪
મારી ગોહાવી સરવે, કુટાવે લોક ઝાઝુ
પુછે ન ભાન ખાવા, થઇને એક બાજુ—૯૨૫
વાસી અજીઠુ આપે, વળી અતિ સંતાપે
એ રીત ભુખ દુખે, સતી તપાય તાપે—૯૨૬
છોડીને સ્વર્ગ જેનો, પતિ ગયો છે પહેલો
તેને તો સર્વ છાંડે, સમાજ ધારો એતો—૯૨૭
આથી સતીનું હાવે, શરીર તો સુકાયું
અતિશે ભુખ દુખે, તાપેથી તન ભરાયું—૯૨૮
માથુ ચઢીને આવ્યું અશક્તિ અંગ આવી
સતી પડી પથારી, દુખે ભરેલું ભાવી—૯૨૯
દરકાર કોઈ તેની, કરે નહિ લગારે
ન અન્ન પાણી આપે, દુખેથી દીલ બાળે—૯૩૦
દીનો ઘણાય એવા, વિત્યા સતીના દુખે
ચેતન ઘટયું એ સરવે, અતિશે દુખ ભુખે—૯૩૧

જાણ્યું બધાએ જ્યારે, મરી જશે આ નારી
અપવાદ એજ આવે, મારી તે નાખી ધારી—૯૩૨

ઠંડક વળે એ દીલમાં, મરીયે જાય જ્યારે
છતાંય લોક લાજે, વિચારતાં અત્યારે—૯૩૩

દવા તે દારૂ કાંઈ, કરવીજ આજ પડશે
મરવાની આ છે નક્કી, લોકાપવાદ નડશે—૯૩૪

દવા તે ખાને લીધી, ઓળી કરીને તેમાં
ડાકટરને વાત કીધી, સતી બીમાર જેમાં—૯૩૫

તાકીદે કેશ સુધરે, ડાકતરે લાંચ માગી
સુધરે ન એમ સારૂ, તેથી ન જોયું જાગી—૯૩૬

દરકાર રાખ્યા વિના, સસરો સતીનો ચાલ્યો
અનાથ આજ અબળા, એકલી મુકી ચાલ્યો—૯૩૭

ડોકટર ભરાયા રોષે, દવા ન સારી આપે
તથાપી રામ રાખે, તેને શું કોણ ચાખે—૯૩૮

આરામ સતીને વળીઓ, ખોરાક સારો મળીયો
તેથી તો દર્દ તેનું, ધીમેથી પાછું હઠીયું—૯૩૯

ખબર તો એક દીને સસરો જોવાને આવ્યા
મર્યો જીવ્યાની તે તો, ખબર જોવાને આવ્યા—૯૪૦

નજરે નિહાળી સતીને, તબીઅત બનેલી સારી
સસરો મુઝાય ભારી, જીવે હજુય નારી—૯૪૧

અરેરે લ્હાય આતો, ઉભી હજુય રહી છે
ધાર્યું તું કાંઈ કાંઇ, આ આડ ખીલી રહી છે—૯૪૨
બળી જીગ્યામાં આતો, ના તાપ એ સમાતો
કરવાને ગયાં સીધું, થઇને તે બેઠું વાંકું—૯૪૩
ડાકટર બોલાવ્યા પાસે, એકાંત માંહી બેસી
રૂસ્વતની નોટો દીધી, વસુ બસોની પુરી—૯૪૪
વળી વદયો તે એવું, સુણો સાહેબ કહું તે
દરદી તમોને સોંપી છે મુજ પુત્ર વહુ તે—૯૪૫
તેણે તો ભક્ષી લીધો, મારો તો પુત્ર પ્યારો
કાંમણ કુમણ એ જાણે ના અબળા એ ધારો—૯૪૬
માટેજ નાશ તેનો, કરવો જરૂર હાવે
ધાર્યું તું એજ મરશે, મારૂ તે કામ સરસે—૯૪૭
તથાપી દીધું આજે; સાહેબ આતો થાએ
જીવતી રહે તે હાયે, મહેનત બધીએ જાએ—૯૪૮
અહિંથી ઘેર પગલાં, તેનાં હવે ન આવે
દવાજ તેવી આપો, ઝટ તાગ તેનો આવે—૯૪૯
બનશે જો કામ મારૂં, ઇનામ દેઉં સારૂં
આ દાસ દીન ધારી, કૃપા કરો કૃપાળુ—૯૫૦
ડાકટરે સુણી વાતો, ધુણાવી શીશ હા તો
ગયો છે ઉઠી સસરો ડાકટર વિચાર કરતો—૯૫૧

સતીની પાસ આવ્યા, પુછી બધીય વાતો
સતીએ મન મુકી, કીધીય બધીય વાતો—૯૫૨
ડાકટરે દર્દ જાણ્યું દુખ તો બધુ પીછાણ્યું
દયા સતીની આવી, બતાવી એક ચાવી—૯૫૩
પેટંટ દવાઓ આપી, સતી બનાવી સારી
સસરાની વાત તેને, કહી, વિચારી ધારી—૯૫૪
ડાક્ટર સતીને પુછે, બાળા કહો તું હાવે
તારે જવું છે ક્યાંયે, જણાવ દીલ ભાવે—૯૫૫
સાસરીએ જઇશ તું જો, નિશ્ચય મોત થાશે
જીવતી તું રહીશ તે જો, બીજે સ્થળે નાશે—૯૫૬
માટે તું બોલ બાળા, જે દીલ તુજ હોયે
ઈચ્છા જો હોય તારી, દીકરી ગણું હું તોયે—૯૫૭
વર્તન પવિત્ર તારૂં, સુણી હું ખુશ થાતો
વળી તુંજ દુખ દેખી, અંતર ઘણું મુઝાતો—૯૫૮
આવે જો ઘેર મારે, વાંધો ન હોય તારે
સુખી તું થઇશ ત્યાં તો, આનંદ સર્વ જ્યાંતો—૯૫૯
મુજ પુત્રીઓ તો બે છે, ગણીશ તુને ત્રીજી
ભણાવે તેને તું તો, ચીન્તા તજીને બીજી—૯૬૦
સતીને વાત લાગી, મીઠી એ ભ્રાંત ભાગી
બાપું હું ત્યાંય આવું, જરા ન દીલ લાવું—૯૬૧

દુઃખી છે દીન મારા, સુખી નથી થવાના
છતાંય આવું સાથે, બનશે કરીશ હાથે—૯૬૨

ઇચ્છા જો આપ હોશે, વઇરાગ્ય મારૂ ગાળુ
બીજું ન કોઇ જોઈએ, વીના બે ટંક વાળુ—૯૬૩

સાંજે સતીને લઈને, ડોકટર ઘેર લાવ્યા
પત્નીને એજ કીધું, સતીને સાથ આવ્યા—૯૬૪

પત્નીનું નામ તારા, સ્વભાવ છેજ સારા
હવેથી આવી ધાઈ, ભલે પધાર્યા બાઇ—૯૬૫
કહીને કંઠ વળગી, પોતાની પુત્રી જાણે
ગંગાને શાથી જાણે, ઉમંગ આવ્યા ટાણે—૯૬૬

રહે તે આંહી રોજે, ખાતા પીતા તે મોજે
વિસાર્યા દુઃખ સરવે, હણાયું દુઃખ હળવે—૯૬૭

અહીંયા સતીનો સસરો, ખબર જોવાને આવ્યો
ડાકટર ધીમે તેને, સંદેશ એજ કહાવ્યો—૯૬૮

ગુજરી ગઈ તે બાઇ, ઈનામ આપો કાંઇ
બધુંય દુઃખ ડુબ્યું, ગઇ તે સ્વર્ગ માંહી—૯૬૯

સસરો સુણીને બોલ્યો, સાહેબ નોટ સોની
ઇનામ આપું આજે, ખુશી થઇને લ્યોની—૯૭૦

કહીને એવું પોતે, સીધાવ્યા ઘેર પાછા
ફરી ફીયાઓ સરવે પત્રો લખ્યા છે ખાસા—૯૭૧

માંકણુ સતીની આંડે, સતી રહે છે કોડે
ભજન પ્રભુનું કરતી, હેતેથી ધ્યાન ધરતી—૯૭૨

ડૅાક્ટર તો એક દીને, બાહાર બાગે બેઠા
તેવામાં સખ્સ એ તો, આવીને માંહી પેઠા—૯૭૩

મસ્તક નમાવી પડીઆ, ડાકટરના પાય માંહી
કહાને કયાંથી આવ્યા, ડાકટર પુછે છે ત્યાંહી—૯૭૪

ઉઠીને સખ્સ બોલ્યા, સાહેબ રહેમ લાવો
અમારા ફુટે કરમે, વખત આવ્યો આવો—૯૭૫

હતા શ્રીમંત સારાં, આવ્યા દીનો નઠારા
માટેજ આજે આવ્યા, આશરે તમારા—૯૭૬

હાકું હું ઘોડા ગાડી, આ ભાઇ મારો તે તો
ઘરનું એ કામ કરશે, એ પેટ એમ ભરશે—૯૭૭

નથીય કાંઇ લેવું, ખાધા સિવાય બીજું
સાહેબ રાખી લેશો, બેલી ન કોઈ બીજું—૯૭૮

દયા ઘણેરી આવી, રાખી ત્યાં લીધા એને
જરૂરી કામ જોઈ, સોંપી દીધુ છે તેને—૯૭૯

નોકર રહેલો નાનો, ઘરમાં રહે છે રોજે
એક દીન બહાર જઇને, લાવ્યા છે વાત તેને—૯૮૦

સતી બોલાવી પાસે, સંભળાવી ધીમે તેણે
અરે ઓ બેન આજે; સુણી છે વાત આજે—૯૮૧

સરખેજ ગામ સારૂ, રોજાની શોભા સારી
ભરાય ત્યાં તો મેળો, જુક્તિ જોવાની સારી—૯૮૨
ઉરસ આજ તેની, જોવાને જાય લોકો
જઇ એ જોવાને આજે, સાહેબને આપ કહેતો—૯૮૩
સતી એ ભાન ભુલી, વિતેલ વાત ચુકી
સાહેબની પાસે જઇને, એ વાત એણે મુકી—૯૮૪
જાવું છે રોજે જોવા, બાપુ રજા જો આપો
દર્શન કરીને આવું, હરાય જેથી પાપો—૯૮૫
ડાકટર વદ્યા ત્યાં વળતી, જાઓ સુખેથી જાઓ
ગાફલ ના રહેશો ત્યાંએ, ગાડી લઇને જાઓ—૯૮૬
આજ્ઞા તો એવી મળતાં ગાડી તઇયાર કીધી
નોકર હતા જે બેએ, સાથે તૈયારી કીધી—૯૮૭
સતીને રાખી સાથે, ગાડી મુકી હંકારી
સતી અજાણી તો છે, અનાથ એજ નારી—૯૮૮
બાજુએ રોજ મુકયો, ગાડી ધપાવી આગે
સતિ વિશ્વાસે રહેતી, ના વહેમ કાંઇ લાગે—૯૮૯
જંગલ અઘોર આવ્યું થોભાઇ ગાડી ત્યાં તો
સતીને વહેમ આવ્યો, જંગલ દીઠું છે જ્યાં તો—૯૯૦
આવ્યા ત્યાં ચાર નરતો, સતીને ઉતારી હેઠે
હતાશ થઇ ત્યાં નારી, અહીં શું દુઃખ વેઠે—૯૯૧

ધરીને હામ સતીએ, ખસીને દુર પુછયું
કહો ને આતે શું છે ? સતીએ એમ પુછયું—૯૯૨
વધો છે એક નર તો નારી તે દુઃખ દીધું
પ્રથમ તુને તો ઝાલી, ધારીને સુખ લીધું—૯૯૩
હું તો લઇને તુજને, ગયો વિદેશ માંહે
અરેરે દેવ મુજને, આડો પડયો છે ત્યાંહે—૯૯૪
પેટીમાં પુરી તુજને, નીકળી તું ત્યાંથી નાઠી
મર્કટ ભરાયો માંહે, કરી દશા ત્યાં માઠી—૯૯૫
પછીથી આવ્યો અહિંઆં, ભમતો હું તારી પુંઠે
ટોળી જમાવી પુરી, લાગ્યો હું તારી પુંઠે—૯૯૬
દરદી થઇને તું તો, રહી દવા તે ખાને
સુભાગ્યે મારે તે તો, આવી તે વાત કાને—૯૯૭
થયો તો પુંઠે ત્યાંથી, ડાકટરને ઘેર જ્યાંથી
નોકર રહ્યા છે એ જે, સાગરીત મારા તે છે—૯૯૮
તારા એ ફકત માટે, મહેનત કરે છે એતો
મહેનત ફળી એ આજે, કર્યું તું સર્વ કાજે—૯૯૯
હવે તો હદ થઇ છે, કુમત સઘળી ત્યાગો
આધીન મારે થાઓ, વસ્રો ઘરેણાં માગો—૧૦૦૦
પતી સીધાવ્યો સ્વર્ગે, વિધવા થઇ તું હાવે
ઉચાટ સર્વ ત્યાગો, ભેટી તું લેને ભાવે—૧૦૦૧

હા ના કરીશ જો તું, દુખી થઈશ તો તું
સ્વાધીન સુખે થા તું, અહિંથી ન છુટી જાતું—૧૦૦૨

સતી સુણીને બોલી હરામી આશું બોલે
પાપી પ્રપંચી આવ્યો શું ભાર તોલ તોલે—૧૦૦૩

જીવન બધુય જુઠું કર્યું પતીએ જાતાં
મરવાનુ સારૂ લાગે, વઈભવ્ય આજ થતાં—૧૦૦૪

માટે આ પાપી નર તુ કેડો તો છોડ મારો
કદાપી કાળે તારો ન અર્થે સરનારો—૧૦૦૫

હત્યા તને હું આપું ન દેહ વાળ ભાળે
શાને ભરે તું ભાતું અઘોર કર્મ કાળે—૧૦૦૬

કરતી હું ચેન બાજી પાપીએ દાઢ ખુંચી
સુખો અનેરાં ત્યાગી દુખી તે લાવી મુકી—૧૦૦૭

અરેરે હાય હાવે મરવું વિશેષ ભાવે
પાડી છે બુમ તેવે, રે હાય ? કો બચાવે—૧૦૦૮

કકાળત ભારે કીધો અતિશે સાદ કીધો
આવો બચાવો કોઈ કરીને સાદ રોઈ—૧૦૦૯

સુણીને અર્ત વાણી અબળાની એહ જાણી
મહાજન સંગ જાતો તેણે આ વાત જાણી—૧૦૧૦

ગયા નરો ત્યાં દોડી, અબળાને દુખ દેતા
મારે તો માર ઝાઝો કદુ મુખેથી કહેતા—૧૦૧૧

કીલકારી કીધી ત્યારે, મહાજનજનોએ જ્યારે
પાપીને ભાન આવ્યું, આ શું ચઢીને આવ્યું—૧૦૧૨
મુકી સતીને નાઠા, જંગલ વિષે ભરાયા
અતિશે માર ખાઇ, સતીની ફુલી કાયા—૧૦૧૩
લોકોએ લીધી ઉંચકી, સતીને સાથે લાવ્યા
પુછી ન વાત કાંઇ, સાથે તે લઈ ચાલ્યા—૧૦૧૪
આવ્યા વિરાટ નગરે, સતીને લેઈ સાથે
તહાં તો ભાન આવ્યું, બેઠી થઇને હાથે—૧૦૧૫
સંઘે મુકામ કીધો, ચોગાન માંહી જ્યારે
અરે ઓ ભાઇ સુણો, સતી એ બોલી ત્યારે—૧૦૧૬
છે મુજ ગામ આ તો, રહે ત્યાં ભાઇ મારો
મુને બચાવી તે તો, ઉપકાર છે તમારો—૧૦૧૭
રજા જો આપ આપો, હું જાઉં ઘેર મારે
આવોને સાથ મારી, જાઉં છું અત્યારે—૧૦૧૮
સુણીને લોક બોલ્યા, સાચું જો હોય બેની
આનંદ અતીશે થાએ, ચીંતા ન થાય તેની—૧૦૧૯
સતીને સાથ લઇને, ગામે ગયા બે નર તો
નીજ ભાઇ ઘેર જઈને, સતીનો જીવ ઠરતો—૧૦૨૦
દેખીને નીજ બેની, તે ભાઈ ધાઈ આવ્યો
વળગ્યો તે બેની કંઠે, અતીશે સ્નેહ લાવ્યો—૧૦૨૧

વિગત બધીય પુછી, વહતી સતીય રડતી;
ઓ ભાઈ દુઃખ મારૂં, સમાય ના આ ધરતી—૧૦૨૨
કરશું નિરાંતે વાતો, ઉપકાર સંઘ ભારે
નરો ન હોત આ તો, ન હોત હું અત્યારે—૧૦૨૩
માટેજ ભાઈ એની, સેવા જે થાય કરવી
ચીજો તે જોઇ માગે, રજુઇ તેહ કરવી—૧૦૨૪
સુણીને ભાઇ ત્યાં તો, નરોને પાય લાગ્યો
ઉપકાર આપ મોટો, હું છું ઘણોય છોટો—૧૦૨૫
માગોઁ જો આપ માથું, આપીશ હું અત્યારે
સેવા તમારી કરવી, અરે એ ધર્મ મારે—૧૦૨૬
નરો તે વાણી સુણી, વદ્યા રહીને વાણી
અમારો ધર્મ એ છે, કર્યું એ ધર્મ જાણી—૧૦૨૭
જરૂર ન કાંઇ અમને, તૈયાર સાથે લાવ્યા
ખબર તમારી જાણી, સતીને આંહી લાવ્યા—૧૦૨૮
ખાત્રી અમારી કરવા, અમે તો સાથ આવ્યા
મળ્યાં તે બેન ભાઈ, આનંદ અમોને થાએ—૧૦૨૯
વળ્યા તે કહીને પાછા, સતી રહી તે આંહી
અતિશે કષ્ટ આવી, સતી પીયર માંહી—૧૦૩૦
પુછે છે ભાઈ પ્રેમે, બેની તું મર્ણ પામી
આવી તું આંહી કયાંથી ? થઇતી સ્વર્ગે ગામી—૧૦૩૧

એવો તે પત્ર આવ્યો, તું સાસરે પઠાવ્યો
અમે તું આશ ત્યાગી, રહયાંતાં ભ્રાંત લાગી—૧૦૩૨
ગુજરી શીરે તું તારે, સુણવું એ બેન મારે
આવી તું કયાંથી અહીંઆં, શી રીતે અત્યારે—૧૦૩૩
સુણી સતી તો બોલી, ઓ વીર સુણ મારા
વિધવા થઇ હું જ્યારે, થયા બેહાલ મારા—૧૦૩૪
મુને તો દવાખાને, સસરે મુકીતી બહાને
ઉપરથી લાંચ આપી, ડાકટરને શીખ આપી—૧૦૩૫
જીવતી ન આવે ઘરમાં, દવા એ રીત દેજો
દવાને પાઇ ઝેરી, મારી તે નાંખી દેજો—૧૦૩૬
સસરાને કહીને આવું, મુકીને મને ચાલ્યા
ડાકટર દયાળુ એવા, વિચારી વાત ચાલ્યા—૧૦૩૭
રૂસ્વત ખાઈ તેની, દવા તો સારી આપી
જીવાડી મુને ભાઇ, દયા તો ઉર લાવી—૧૦૩૮
ખબર મુવાની આપી, ખબર જોવાને આવ્યા
એ વાત જાણી આવી, આનંદ ઉર લાવ્યા—૧૦૩૯
ડાકટરે મને પુછી, પોતાને ઘેર રાખી
પુત્રી સમાન ગણતા, છે દેવ એનો સાખી—૧૦૪૦
જીવન બધુંય મેં તો, ત્યાં કાઢવાને ધાર્યું
માનવનું ધાર્યું જાએ થાએ વીધીનું ધાર્યું—૧૦૪૧

પુંઠે હરામી ટોળી, અવલથી લાગી આવી
પેટીમાં મુને ઘાલી, પહોંચ્યો હતો જે આવી—૧૦૪૨
જમાવી ટોળી તેણે, મુને વળી ફસાવા
પાપીએ બેજ ત્યાં તો, નોકર થઇને આવ્યા—૧૦૪૩
રહયાં ત્યાં પેટ માટે, જાણે ન કોઈ યુકિત
મુને ફસાવા માટે, બધી ઘડી એ જુકિત—૧૦૪૪
ભરમાવી મુને નાખી, રોજાની રઢ લાગી
સાહેબ પાસે જઈને, આજ્ઞાએ મેંજ માગી—૧૦૪૫
ગાડી લઈને સાથે, નોકર બેય આવ્યા
હતો વિરાગ મુજને, તજી બધીતી માયા—૧૦૪૬
ના વહેમ કાંઈ તેથી, આવ્યો ન દીલ જેથી
ગાડી હંકારી પાપી, ઉતારી મુકી આથી—૧૦૪૭
બીજા વધુ ત્યાં આવ્યા, ઈજત લેવાને મારી
અતીશે ત્રાસ થાતાં, બુમો ઘણીય પાડી—૧૦૪૮
મહાજન જતાતા રસ્તે, આવી છોડાવી તેણે
ઉપકારી નર એતો, સોંપી છે આંહી જેણે—૧૦૪૯
ભગનીનું દુખ ભાળી, ભાઇ ઘણું છે રડતો
અરેરે બેન તારે, માથે સીતમ ગુજરતો—૧૦૫૦
સુખી ન થઈ જરીએ, આ માત પેટ આવી
સુખનો ન દીન દીઠો, બુરૂ ઘડેલું ભાવી—૧૦૫૧

નિર્ભાગી ભાઇ તારો, પુરો બન્યો હત્યારો
દુઃખમાં તું દીન કાઢે, રહું સુખી હું દહાડે—૧૦૫૨
હવે બેની તું અંહી, જીવન બધું ગુજારે
સુખી તું જાત જોઈ, શાંતિ વળે તો ત્યારે—૧૦૫૩
સુણી સતી ત્યાં બોલી, ઓ ભાઈ દીન કાડું
પણ ભાગ્ય મુજ લખીયું, વીઘન આવે આડું—૧૦૫૪
ખબર ન દેશો કંઇએ, મારી હવે તો ભાઈ
ઉપવાસ વૃત કરીને, જીવન તજીશ ભાઈ—૧૦૫૫
નિર્ભય સતી તો થઇને, રહી છે ઘેર ભાઇ
ગમન દીનો ત્યાં કરતી, ફીકર નથી ત્યાં કાંઇ—૧૦૫૬
ભાભીનો ભાવ ભુંડો, સતી પરે એ રહે છે
અનાથ જાણી તેને, કટુ તે વેણુ કહે છે—૧૦૫૭
સહન બધું એ કરતી, દુખેથી દીન કાઢે
વિચારે વામા વળતી, ના વેણુ મુખ કાઢે—૧૦૫૮
રઝળતી આવી આજે, પગલાં તું કાળાં લઇને
હરામનું ખાવા આવી, ભાભી કે'ગાળ દઇને—૧૦૫૯
સહન સતી તે કરતી, ના વેણુ તે ઉચરતી
કંકાસ થાય તેથી, ઘણી રહે છે ડરતી—૧૦૬૦
ના ભાઇને કહેતી, ના નામ તેનું લેતી
દુખ નીભાવ કરતી, બધુંય દુખ સ્હેતી—૧૦૬૧

ટાઢું અજીઠું આપે, બમણું તે કામ સોંપે
સતી ઉઠાવે દુઃખે, અશક્ત તન ભુખે—૧૦૬૨
સતી બધુંય સમજે, દયા ન હોય તેને
મનમાં ન લાગે જેને, પરની જણેલી જેને—૧૦૬૩
હિન્દુ સંસાર માંહે, એ રીત ચાલી આવે
ભોજાઇ નણુંદ જો ભાળે, તો કાળ જાણે આવે—૧૦૬૪
સાસુને વહુ કેરી, એવી તો રીત ચાલે
વીતી બધી એ જાણે, પડી જો હોય પાળે—૧૦૬૫
એ રૂઢીના પ્રભાવે, સતીને દુઃખ આપે
ના ભાઈ કાંઈ જાણે, તે અંદરે દબાવે—૧૦૬૬
દુર્બળ શરીર તેનું, દુઃખ માંહી છે ડુબેલું
થાતું એ કૃષ જાતું, દુઃખ માંહી એ ડુબેલું—૧૦૬૭
ઉપરથી દુઃખ આપે, ભાભી વળી સંતાપે
ભાઈ વળી તે પુછે, તપે તે બેન તાપે—૧૦૬૮
દુઃખી તું કેમ થાતી, દીને દીને સુકાતી
શું દર્દ કાંઇ થાતું, ના બેન એ શરમાતું—૧૦૬૯
વદી સતી ત્યાં એવું, ના, ભાઈ કાંઇ એવું
સૌ દેહ દંડ ધાએ છે, તન માટે જેવું—૧૦૭૯
વળાવી વીર ગનડું, સતી રહી છે દુઃખે
ભાભીનો રોષ અહીંઆં, ભરાય પેટ ભુખે—૧૦૭૧

ચરીત્ર સ્ત્રીનું ભુડું, ન કોઈ તેને પહોંચે
વિરંચી વિષ્ણુ સરખા, ન કોઈ તેને પહોંચે—૧૦૭૨
વિક્રમ સરીખા હાર્યા, ધાર્યા ન પડયા પાસા
મહેલો તજાવી રૂડા, જંગલ વસાવ્યા વાસા—૧૦૭૩
અંતર ન તેનું કોઇ, નહિ પીછાંણી શકતું
છે પાપ કાગ ભરીયું, ન જાણી કોઇ શકતું—૧૦૭૪
હતી સતીની ભાભી, પુરી પ્રભાવ વાળી
ભર્યો તો કાળ રોમે, ન બુદ્ધિ તેની સારી—૧૦૭૫
ચરિત્ર કીધું તેણે, સતીને દુર કરવા
પતીની પાસ તેણે, લાગી જઈ ઉચરવા—૧૦૭૬
પતિ શું ઉંઘ ઉંઘો, કપાય નાક આતો
તમ બેન લાવી ઘાલી, કરી ઘણી દયા તો—૧૦૭૭
ઉંધું તે તેણે કરીયું, કલંક માથે ધરીયું
તે ચાલ ખોટી ચાલે, કલંક ચોટયું ભાલે—૧૦૭૮
ફીકાસ તેના અંગે, જુવોને આજ મારી
મોઢે ચઢીને મુજને, કહ્યું કે ભાભી મારી—૧૦૭૯
અમલ રહ્યા છે મુજને, કહ્યું તે દુઃખ મારે
વાતો બધે એ થાએ, રે હોય જો અત્યારે—૧૦૮૦
સાચું કહ્યું આ મેં તો, ઉપાય તેનો લેજો
ના લાડ કાંઈ કરશો, એ વાનાં તેને કહેશો—૧૦૮૧

મોહને વાત સુણી, દીલ માંહી ક્રોધ વ્યાપ્યો
સતીનું તન જોઇ; નક્કી વિચાર વ્યાપો—૧૦૮૨

સતીની પાસ તેણે: તાત્કાળ જઈને જોયું
અતિશે કાળ વ્યાપ્યો છે, ધૈર્ય તેણે ખોયું—૧૦૮૩

પુછી ન વાત કંઇ, છે મારા દેવા માંડયો
વિસ્મય સતીને થાતું, આ શો ભવાડો માંડયો—૧૦૮૪

આ ભાઈ કેમ મારે, શું દોષ છેજ મારો
થઇ જો ભૂલ મારી, તો જીવથીજ મારો—૧૦૮૫

જ્યાં વ્હાર ત્યાંથી આવી, આ ખુમ ભાઈ માર
જીવે ન એક દહાડો, બીચારી આજ બાળા—૧૦૮૬

રડી અતીશે કકળી, અનાથ એજ બાળા
દયા વસી ત્યાં તેને, તજી ગયો તે બાળા—૧૦૮૭

અહીંઆં ભાભીએ જ્યારે, પ્રસરી વાત ગામે
સતી વિચારી વાતો, અતિશે ત્રાસ પામે—૧૦૮૮

અફવા ઉડી છે ગામે, સતીની ખોટી રીતે
વાતો સુણીને એવી, ચરર થાય ચીતે—૧૦૮૯

બળ્યું. તે ઘર જ્યારે, વનમાં સીધાવ્યા ત્યારે
વનમાં એ આગ ઉઠી, વિધાના આજ રૂઠી—૧૦૯૦

સતી વિચારે મનમાં, અરર હાય આ શું
વાતો વિવિધ થાતી, ના ચીતમાં સમાતી—૧૦૯૧

સતી ભરાઈ ઘરમાં, દર્શને તે ન જાએ
કીર્તન કથાએ મુકયાં, અહકા ઉચાટ થાએ—૧૦૯૨

જુઠી આ વાત જગમાં, અહકો પ્રચાર પામી
અરેરે કોઇ તેમાં, જુએ ન કાંઇ ખામી—૧૦૯૩

આપઘાત હાય કરવો, વિના ઉપાય બીજો
નથી ય મારા માટે. એકે ઉપાય બીજો--૧૦૯૪

મરવું તો શાને ડરવું, ખુશી થઇને કરવું
પંચાત બીજી ત્યાગી; પ્રભુનું ધ્યાન કરવું—૧૦૯૫

સતીએ આમ જાણી; લાવી તે દોર જાડો
ગાળો કરીને નાખ્યો જોઇને પાટ જાડો—૧૦૯૬

ટેબલ મુકીને નીચે, ઉપર ચઢી તે બાળા
અરર હાય આજે, ભુજાવે દીલ લાળા—૧૦૯૭

ફાંસો ગળામાં નાંખી, બોલી એ બોલ બાળા
પ્રભુ તું ખોળે લેજે; મુને તું સ્હાય દેજે—૧૦૯૮

વિનંતી એવી કરીને; પડવા તે જાય નીચે
અવાજ ગેબી તેવો; સતીને કાન સીંચે—૧૦૯૦

સતી સબુર કરજે. હત્યા તું નવ કરજે
હત્યાથી જીવ જાશે; કલંક ના ધોવાશે--૧૧૦૦

દુનીઆ તો ભુંડું ગાશે; ના શ્રેય તારૂં થાશે
માટે સતી તું સાંભળ; આજ્ઞા પ્રભુની એવી--૧૧૦૧

હજુય દુખ સહેજે, સતી તું સાચી દેવી
આખર પ્રકાશ તારો, થશે તું દેવી જેવી—૧૧૦૨
દુશ્મનો દુર થાશે, વિજય તારો ગાશે
તુને તે પાય લાગે, આવે એ કાળ આગે—૧૧૦૩
માટે તું ધીરજ ધરજે, સાહસ ના તું કરજે
કંઠેથી કાઢ ફાંસો, સાબુત રાખ વાંસો—૧૧૦૪
સુણીને ગેબી વાણી, કૃપા સતીએ જાણી
પ્રભુની સહાય મારે, મરૂં હું શાને ત્યારે—૧૧૦૫
કહીને ફાંસો કાઢયો, છોડી એ દોર નાંખ્યો
સતી એ બેઠી ઝુરે, ધીમા ધીમા એ સુર—૧૧૦૬
આરામ અહિંઆં લ્યોને, વાચક અરે ઓ મારા
કઠલાલકર કહે છે, કથાના ભાગ સારા—૧૧૦૭
વિવિધ રસ પુરાણા, કાગળ કથીશું હાથે
બાહેર એ ભાગ પડતાં, વાંચી વિચારો ભાવે—૧૧૦૮



# સોળ વરસની સતિ
## અને
# નવ વરસનો પતિ

ભાગ ૧૭—૨૦

રાગ—બારમાસી.

સતી તો એમ રડતી, દુનીયાથી એહ ડરતી
આંખેથી આંસુ ભરતી, વિવિધ વીચાર કરતી—૧૧૦૯
વાણી વિભુની સુણી, મુલત્વી રાખ્યું મરવું
છતાં ન કાંઇ સુઝે, હાય હવે શું કરવું—૧૧૧૦
પાપી પ્રપંચી લોકો, પાડે બજારે પોકો
સતીના વીર હઈયે, લાગે અતીશે ધોકો—૧૧૧૧
અહિંયાં સતીની ભાભી, ખટપટ અતીશે કરતી
મોહન તણા તો દીલમાં, ભુસુ વધારે ભરતી—૧૧૧૨
ચંચળ—બેસીશું આમ રહેશો, દીલે ન કાંઈ લેશો
અપવાદ વ્હોરી લેશો, દુનીઆને શુંય કહેશો—૧૧૧૩
કાળું આ કૃત્ય બેને, કીધું તે શાંખી રહેશો
દુનીઆં ફજેતી કરશે, જવાબ સુંય દેશો—૧૧૧૪

મોહન મુઝાતો મનમાં, નારીના વેણુ સુણી
**મોહન**–અતિશે ખેદ ધારી, વદ્યો વળી તે વાણી—૧૧૧૫

પ્યારી એ વાણી તારી, ગળે ઉતારી ધારી
વિચારી વાત સારી, સુજે ન એકે બારી—૧૧૧૬

કરવું શું હાય હાવે, અતિ વિચારી આવે
પાપણી બેન મારી, કુકર્મી એજ નારી—૧૧૧૭

આપે સલાહ સારી, એવું ન પાસ મારી
ઈજત અરેરે એથી, જાએ અત્યારે મારી—૧૧૧૮

**ચંચળ**–થઈને મર્દ આજે, આશા વચન ઉચારો
ડરકણુ સ્વભાવ ધારી, શું હામ આમ હારો—૧૧૧૯

અબળાની જાત મારી, છતાંય હામ રાખું
પુછે જો કોઈ મુજને, સીધો ઉપાય દાખું—૧૧૨૦

બોલાવો કોઈ એવો તમારો મિત્ર હોયે
તેની તો સાથ તેને, મુકો ધકેલી જોયે—૧૧૨૧

બચો બધીય વાતે, સુખનો સંભવ તેમાં
વળી ઉપાય બીજો, બતાવું સુખ જેમાં—૧૧૨૨

કરો ને ખુન તેનું, ગણો ન પાપ જેવું
લંપટ છે રાંડ તેથી, ગણો ન પાપ તેનું—૧૧૨૩

ઉપાય જે બતાવ્યા, કરો તમારે ફાવે
વદી ભોળા ભાવે, કહીશ હું ના હાવે—૧૧૨૪

છુટકારો કરીને એનો, નહી તો ન સારૂ થાશે
હું તો જઈશ મારે, થવાનું તેહ થાશે—૧૧૨૫

કર્તા—નારીનાં વેણુ સુણી, મોહન વિચાર કરતો
ઉપાય લેવો કેવો, ચોક્કસ ન એક જડતો—૧૧૨૬

મોહન મુજાયા ભારે, ચંચળ કરે શું ત્યારે
અનેક દાવ ખેલે, સતીને આળ મેલે—૧૧૨૭

ચંચળે ધારી લીધું, પતીથી કાંઈ ન થાએ
અરેરે ત્યારે આ તો, શી રીતે સાલ જાએ—૧૧૨૮

ચંચળ ચતુર નારી, સ્વભાવની સારી
ઈર્ષાળુ મન તેનું, વખણાય ગામ જેહે—૧૧૨૯

પોંચેલી સર્વ વાતે, તે મર્દને હઠાવે
અબળાનું અંગ તેનું, પણ મર્દ હામ લાવે—૧૧૩૦

પતીને પુછયા વિના, બોલાવો લાવી નરને
પ્રતાપ નામ તેનું, સુણાવો વાત તેને—૧૧૩૧

મોહન બોલાવ્યો પાસે, બધીય વાત કીધી
સતીનું ખુન કરવા, વાતો મળીને કીધી—૧૧૩૨

પ્રતાપ પુરો પાપી, પંકાય એજ આપે
કર્મો એ કુડાં કરતો, ડરતો ન કોઈ પાપે—૧૧૩૩

**મોહન**—આશા અનેરી આપી, મોહને હામ કેરી
થશે જો કામ મારૂં, થેલી દેઉં ભરેલી—૧૧૩૪

માટે ઓ ભાઇ મારા; જાણે ન કોઇ આતે
રાખીને તેવી રીતે. છુપી બધીય વાતો—૧૧૩૫

ઈનામ દઈશ સારૂ. થશે જો કામ મારૂં
કરીલે વિચાર વારૂ. હારીદ્ર પ્રીટે તારૂ—૧૧૩૬

**પ્રતાપ**-પ્રતાપે વાત સુણી હર્ષે ભરાયો તે તો
પહેલાંનુ વેર વાળુ; આવ્યો છે દાવ આતો—૧૧૭૭

અનેક રીતે પહેલાં સંતાપ્યો મુને એણે
અતિશે લાંચ ખાધી, દૂભાવ્યો ક્રુર વેણે—૧૧૩૮

તેવે દાવ ન ચુકુ, હું જીવતો ન મુકુ
પુરો પછાડી નાંખુ. ના કાંઈ બાકી રાખુ—૧૧૩૯

વદયો તે હોંસે એવું. મોહન ભાઈ એ શું
તમારે માથે આવ્યું, સંકટ અનેરૂ એ શું—૧૧૪

ધીરજ રાખો ધારી જુઓ શાબાશી મારી
ન આંચ ઉની આવે કરૂ એ કામ ભાવે—૧૧૪૧

હનુમાન કેરૂ દેવળ, બંદર વિશે તે આવ્યું
શ્રીફળ લઇને ત્યાં તો મોકલજો એજ ફાવ્યું—૧૧૪૨

વગે કરીશ ત્યાં તો, પછી ન પત્તો લાગે
સાવધપણેથી રહેજો. જોખમ મુને ન લાગે—૧૧૪૩

**મોહન**--મોહન વદયો ત્યાં વાણી ફીકર ના રાખ વીરા
ન આવે આંચ ઉની થાઓ નહી અધીરા—૧૧૪૪

જરૂર કાલે આવે, મુજ બેન સંધ્યાકાળે
ઠેકાણું તમે કરજો, ના ઘર મુજ ભાળે—૧૧૪૫
વારૂ કહી ને વળીઓ, પ્રતાપ ઘેર પોતે
એમ દીન એક વીત્યો, સતીની રાહ જોતે—૧૧૪૬
દિવસ બીજાની આવી, એ કર્મ હીણુ સંધ્યા
મોહન ભોળે ભાવે, પ્રભુને પ્રેમ વંદયા—૧૧૪૭
મોહન મન વિષે, સદગુણ છે ભરેલા
ન ક્રુર આવા ધંધા, ન કોઇ દી કરેલા—૧૧૪૮
છતાંય આજ આ શું, મોહન હાથ બનતું
સંસ્કારી દીલ તેનું, રહે ઘણુંય ડરતું—૧૧૪૯
નડે છે ફકત નારી, ઘડીમાં જીવ કાઢે
ડરે તે ફકત જેથી; સામરાજ્ય જેનું ચાલે----૧૧૫૦
અરે આ જગત વિષે ભોળા નરોના ભાગ્યો
દોરવાય નારી દોરે, જીવન બગાડે આગે—૧૧૧૫
સદગુણ એના સડતા વિવેક એના બળતા
નારીના સુર આગળ ભોળા કુટાઈ મરતા—૧૧૫૨
સામરાજ્ય સ્રીનું જ્યાં છે; અંધો બનાવે નરને
સામરાજ્ય સ્રીનું જ્યાં છે ખર ગણાવે નરને—૧૧૫૩
સામરાજ્ય સ્રીનું જ્યાં છે, રાત્રીએ સુર ઉગે
સામરાજ્ય સ્રીનું જ્યાં છે, મનાવે ભુખે મુગે—૧૧૫૪

સામરાજ્ય જ્યાંનું સ્રીનુંછે,ધીરજ ધીરાઓ ચુકે
સામરાજ્ય સ્રીનું જ્યાં છે, માઝા મહાન મુકે—૧૧૫૫

સામરાજ્ય સ્રીનું જ્યાં છે, સદગુણ જાય સરવે
સામરાજ્ય સ્રીનું જ્યાં છે, કૃત્ય કુડાં એ કરાવે—૧૧૫૬

સામરાજ્ય સ્રીનું જ્યાં છે, સેતાન થાય સાધુ
સામરાજ્ય સ્રીનું જ્યાં છે; પાપી પુજાય પાદુ—૧૧૫૭

મોહન કેરા ઘરમાં, સામરાજ્ય સ્રીનું એવું
મોહન પ્રતાપી તો એ, જીવન ન ભાવે એવું—૧૧૫૮

સ્રીના કહ્યાથી તેણે, પવીત્ર બેન ત્યાગી
અંધો થઇને તેણે, જોયું ન હોય જાગી—૧૧૫૯

વાંચક વિચારો અહીંઆં, મોહને કાર્ય કીધું
ન દોષ એને આપો, નવું ન એણે કીધું—૧૧૬૦

જુવોને શાસ્ત્ર દ્રષ્ટે, અનેક ઠામ ભાખ્યું
કૈકેયી કેરા વચને, દશરથે નામ રાખ્યું—૧૧૬૧

કુરંગ કેરી કાજે, સીતાએ રાડ કીધી
ચરિત્ર સ્રીનાં કરીને, વિપરીત બુદ્ધિ કીધી—૧૧૬૨

સ્રીએ ચઢાવી માર્યો, રજપુત લક્ષ કોટી
પાયમાલ રાજ્ય કીધાં, ખુવારી કીધી મોટી—૧૧૬૩

થયું જ્યાં આવું આવું, મોહન વિશાત ત્યાં શી
નારીના મોહ આગે, ગણુતી સતીને ત્યાંથી—૧૧૬૪

પડી અઘોર સંધ્યા, સતીની હાય આજે
ભાવીએ લેખ કેવા, ઘડયા સતીને કાજે—૧૧૬૫
નિરદોષ એ જે નારી, ન જાણતી એ કાંઇ
ભાભીના દુઃખ માટે, તઇયાર તે ન કાંઇ—૧૧૬૬
રટણ પ્રભુનું કરતી, બીજુ ન તે ઉચરતી
ઘરમાં ભરાઈ રહેલી, વાણી કટુ એ સુણી—૧૧૬૭
એ આભ તુટયુ તેને, નિરદોષ એ છે તોયે
વિશ્વાસ ધારી પ્રભુનો, વિતાવે દીન તોયે—૧૧૬૮
આવી અઘોર સંધ્યા, મોહન વિચાર કરતો
અરરે હાય મારે, વીધીનો યોગ નડતો—૧૧૬૯
સગી છે બેન મારી, ઘણી પવિત્ર સારી
પ્રભુ શું આ ગુજારી, ગણાવી તેં હત્યારી—૧૧૭૦
હવે ન એક આરો, નક્કી વીચાર મારો
તજીને ભાવ મારો, બુજાવું દીલ લ્હાવો—૧૧૭૧
અંધારૂ પુર પડીયું, મોહન ગયો છે ઘરમાં
ગંગા કહી ને તેણે, ધાંટો દીધો છે ઘરમાં—૧૧૭૨
બેઠીતી એક ખુણે, ગંગા બીચારી રડતી
વીરાનો સાદ સુણી, લાગી છે ભારે ધરતી—૧૧૭૩
મોહન કેરા વચને, બંધુત્વ ભાવ નહોતો
મોહન કેરા વચને, ક્રોધીત્વ ભાવ હોતો—૧૧૭૪

ગંગાએ જાણ્યું મનમાં, વીરાને ક્રોધ વ્યાપ્યો
જાણ્યું કે ભાભી ભુંડી, વીરો સંતાપ્યો—૧૧૭૫
મોહનનો સાદ સુણી, ગંગા વદી :વીચારી
કહોને ભાઈ શું છે ! વાણી મૃદુ ઉચારી—૧૧૭૬
કૃતિમ રોષ દાબી, મોહન વદયો ત્યાં વાણી
અરેરે બેન મારી, દીધું મેં દુઃખ જાણી—૧૧૭૭
વીરાની મીઠી વાણી, ગંગાએ સુણી જ્યારે
આનંદ અંગ વ્યાપ્યો, હર્ષે ભરાણી ત્યારે—૧૧૭૮
વદી પછીથી વાણી, વીરા ન દોષ તારો
વીધીએ લેખ લખીયા, તેમાં શું થાય ધારો—૧૧૭૯
વિચાર સારો સુજ્યો, જાણીને હર્ષ પામુ
નહીં તો અતીશે કષ્ટે, ધાર્યું તું હું વીરામું—૧૧૮૦
વીરા છે ઓથ તારી, હાંસી શું થાય મારી
હવેથી વીરા મારા, વિચાર રાખ સારા—૧૧૮૧
મોહન વદયો ત્યાં વાણી, હવે ન એમ થાએ
આજે તું બેન મારી, કામે કદાપી જાએ—૧૧૮૨
છે કામ એક મારૂં, કરી ત્વરાથી આવો
હનુમાન કેરી બાધા, આંજે કરીને આવો—૧૧૮૩
રાખીતી તારા માટે, રહું તું જીવતી જેથી
વીધીએ તારા હાથે, કરાય ઠીક તેથી—૧૧૮૪

તઇયાર થા તું હમણાં, શ્રીફળની સાથ દીવો
લઇને સીધાવો ત્યાં તો, બેની ન કાંઇ બીવો--૧૧૮૫
ગંગા સુણી વિચારે, કૃપા વીરાની પામી,
હા ના કરીશ કાંઇ, તુચ્છકાર પામું સામી—૧૧૮૬
ભલેને ભાઈ લાવો કરી, આવું કામ એ તો
પ્રતાપ તારો ભાઇ, ન કર કહાપી છે તો—૧૧૮૭
મોહને તર્ત ત્યાં તો, શ્રીફળ ને દીપ આપ્યાં
સતીએ ત્યાંથી સ્નેહે, પગલાં ત્વરાથી માપ્યાં—૧૧૮૮
અંધારૂં પુરૂં પડીયું, ના મુખે મુખ સુજે
સતીના ચર્ણ ડરથી, અરેરે હાય ધ્રુજે—૧૧૮૯
સંધ્યાએ થાકી થાતાં રાત્રીનું રૂપ લેતી
નિર્જન તમામ રસ્તા, નીહાળી નાથ બીતી—૧૧૯૦
કષ્ટાણુ દેહ તેની, તેથી એ રહેતી ચાલી
આવી અનેક રાતો, વીતાવી ગણતી ચાલી—૧૧૯૧
એકલી અંગ ધારી, વિચાર કરતી ભાવી
વિતાવ્યું ગામ એવે, પાદર વિશે તે આવી—૧૧૯૨
ચાલી તે પુર પાટે, હનુમાન કેરા હાટે
ડરવું તે શાને માટે, ધારી તે જાય વાટે—૧૧૯૩
દેવળ નિહાળ્યું દુરથી, સતીને હામ આવી
કરીને બાધા હાવે, પાછી વળું નીરાંતે--૧૧૯૪

દેવળની પાસ આવી, નિર્જન બધુંય લાગ્યું
અબળાનું અંગ જેથી, ડરવા તે કાંઈ લાગ્યું—૧૧૯૫
દેવળ અતીશે ભારે, વિશાળ ચોક માંહે
પાણીનો હોજ વચ્ચે, સુંદર રસોઈ ત્યાંહે—૧૧૯૬
દર્શન નિમિત દીને, લોકો હજાર આવે
હનુમાન દાદા કેરૂં, દેવળ એ પંકાવે—૧૧૯૭
સતીએ દ્વાર ખોલ્યું, ધીમેથી માંહી પેઠી
મેદાન માંહી ભાળી, અંતરે બીક પેઠી—૧૧૯૮
છતાંય હામ રાખી, આગળ વધી તે નારી
દેવળના દ્વાર પાસે, આવી ઉભી તે નારી—૧૧૯૯
વિચારી વામા વળતી, દેવનું દ્વાર ખોલો
નારી ઉભી તું રેહેને, પાછળથી કોઇક બોલે—૧૨૦૦
પડઘો સતીને લાગ્યો, ભીષણ એ નાદ લાગ્યો
અબળા ત્યાં દીનવદને, પાછું વાળીને જુવે—૧૨૦૧
અંધાર ભાગ વિશે, નિહાળી નારી જ્યારે
નીરખે છે નર ત્રણ તો, સતી ગભરાય ત્યારે—૧૨૦૨
દગો શું આજ આ છે, નિહાળું શું આ નયને
પ્રભુ શું બાકી રાખી, પુરૂ તે વેર લઈને—૧૨૦૩
ભાઇના કરેલા કૃત્યો, આગળ તે આજ આવે
દગો આ તેણે કીધો, સુખી તે તેથી કહાવે—૧૨૦૪

પ્રભુજી તુજ બેલી, છું અબળા એકેલી
લજ્જા તું નાથ રાખે, શશી રવીની સાખે—૧૨૦૫
અંધાર ભાગમાંથી, નર તો ત્રણેય આવ્યા
સતીના સામા ઉભા, સાક્ષાત યમ જેવા—૧૨૦૬
બોલ્યા છે ત્યાંતો, વાણી, સતી પધાર્યાં શાણી
બુરી તમારી કહાણી, આવ્યા શું આંહી જાણી—૧૨૦૭
ઉતારો વસ્ત્ર અહીંયાં, પ્રભુને વળતી સમરો
હમણાએ નાશ તારો, અહીંયાં એ થનારો—૧૨૦૮
સતીએ શ્રેય માન્યું, પોતાના નાશ માંહી
અતીશે દુઃખ માંહી, જીવવું ન સારૂં આંહી—૧૨૦૯
સતી વદી ત્યાં વાણી, હરખાઉં વાત જાણી
મરવાને હું ઇચ્છું, હરખાઉં વાત જાણી—૧૨૧૦
ચલાવો શસ્ત્ર પ્યારા, આશીશ એજ આપું
દુખીઓ આ દેહ છોડી, પ્રભુજી પંથ માપુ—૧૨૧૧
તમારૂં શ્રેય કરશે, પ્રભુજી એજ પ્યારો
દુખીઆરો હારા કેરો, સુખી કરો જનમારો—૧૨૧૨
વીરા વીચાર કાંઇ, કરવાનો નથી હા ના
ખુશી થઇને કહું છું, તો તો વિચાર શાના—૧૨૧૩
માળા આ હેમ કેરી, ઉતારી લોને પહેલી
કહીને માળ આપી, સતી બની છે ઘેલી—૧૨૧૪

ચંડાળો વીસ ચોંકે, સતીની હામ દેખી
મરવાને ખુશ આજે, સતીને ત્યાંજ દેખી—૧૨૧૫
ચંડાળ વિચાર કરતા, કરવું શું આંહી હાવે
દાશને દેખી આજે, દયા જરા તો આવે—૧૨૧૬
ચંડાળ ચરણે પોતે, ઝુકાવ્યું શીર જોતે
વીરા વધેરો આજે, કહું છું પ્રભુને કાજે—૧૨૧૭
વદે સતી ત્યાં એવું, ચંડાળ દીલ ફરતું
નારી સલુણી સારી, ઇચ્છે છે એજ મરવું—૧૨૧૮
કોમળ છે તેની કાયા, કરી પ્રભુએ કેવી
જોવાથી આજ તેને, લાગે છે કોઈક દેવી—૧૨૧૯
જરા ન જીવ ચાલે, હણુવામાં આને આજે
માટેજ મુકત કરવી, પ્રભુને એજ બાને—૧૨૨૦
વદ્યા ચંડાળ વાણી, ઉભી તું બેન થાને
અમો વિચાર કરીએ, જીવતી અહીંથી જાને—૧૨૨૧
કરતાં પ્રહાર તુજને, અમોને પાપ લાગે
દેવી સમાન તું છે, અમોને શ્રાપ લાગે—૧૨૨૨
માટેજ અહીંથી આજે, ત્વરાથી નાશી જાને
દુખોથી મુક્ત થઇને, પ્રભુના ગુણ ગાને—૧૨૨૩
સતીએ સુણી વાણી, ઉતર્યા પ્રભુ એ જાણી
હરખાણી એજ હેતે, પાછી વળી તે જોતે—૧૨૨૪

ભૂલ્યા ચંડાળ બીજું, સતી બોલાવી પાછી
વસ્રો બધાંય માગ્યાં, યુકિત બતાવી પાછી—૧૨૨૫
પુરૂષ :વેષ આપ્યો, સતિનાં વસ્ત્ર લીધાં
નરનાં સતીને વસ્ત્રો, પહેરાવી ત્યાંજ દીધાં—૧૨૨૬
સતી વિદાય કીધી, પોતે વિદાય લીધી
ચંડાળે ચીત્ત ધાર્યું, સંપીને એ વિચાર્યું—૧૨૨૭
જવું તે ઘોરો વાટે, તાજી ચણેલી જોઇ
તોડીને ઘોર તો તે, જાણે ન તે તો કોઇ—૧૨૨૮
મડદુ માંહેથી લેવું, વસ્ત્રો આ સર્વ ધરવા
ઓળખાય ન અંગે તેવાં, નિશાન સર્વ કરવા—૧૨૨૯
વિચારી એવું પોતે, ગયા નિશાએ જો તે
તાજીજ ઘોર ખોદી, કાઢી છે લાશ ત્યાંથી—૧૨૩૦
વસ્ત્રો સજાવ્યાં સરવે, સતીનાં લાવ્યા સાથે
જખમ ઘણાય કરીને, ઉપાડી લાશ માથે—૧૨૩૧
મોહનના ઘરની પાછળ, ઉતારી લાશ તે તો
યુકિત જો તેને દાટી, જાણે ન કોઇ તે તો—૧૨૩૨
વળી હથીઆર છુપાં, મુકયાં ત્યાંજ બીજે ઠામે
ચંડાળ આવું કરીને, સીધાવ્યા નીજ ગામે—૧૨૩૩
મોહન સવારે ઉઠે, નહી સતીને દેખે
આનંદ રંગ વ્યાપ્યો, મહેનત આવી લેખે—૧૨૩

પંચાત સર્વ છુટી, નીરાંત વાળી બેઠો
હવે ન ગાય વાતો, મટી ફજેતી આ તો—૧૨૩૫
વિચારી વાત એણે, ઉડાવી વાત એવી
જાત્રાએ બહાર ગઇ છે, ગંગા થવાને દેવી—૧૨૩૬
મહાજન જતું તું મોટું, તે સાથ તેતો ગઇછે
સંગાથ સારો જોઇ, આ જ્ઞાન લેવા રહી છે—૧૨૩૭
ગામે પ્રસારી એવી, વાતો અનેરી આજે
લોકોને તેની કાંઈ, પડી તે હોય શાને—૧૨૩૮
એ રીત દીન વીત્યા, દશેક શાન્તિ દાતા
પછીથી વાત ફુટી, ચર્ચાય ગામ બાધા—૧૨૩૯
વદે છે કોઇ એવું, ગંગાનું લગ્ન કીધું
કોઇ કહે છે એવું, ગંગાને ઝેર દીધું—૧૨૪૦
કોઈ કહે છે એવું, ગંગાને મારી નાંખી
કોઇ કહે છે એવું વાતો ખોટી દાખી—૧૨૪૧
અનેરી આમ વાતો, વાયુના વેગે ફરતી
આધના સ્વરૂપી દુનિયા, ખરી પરીક્ષા કરતી—૧૨૪૨
જાણીને દાવ સારો, અહિંયાં પ્રતાપ ચાલ્યો
ફોજદાર ઘેર જઇને, મુદ્દો બધોય આપ્યો—૧૨૪૩
પછીથી આવ્યો તે તો, મોહન ઘેર મળવા
મીઠાશ રાખી મનમાં, વાતો તે બેઠો કરવા—૧૨૪૪

અરેરે ભાઇ આજે, અનેરી વાતો થાએ
સાવધપણે તો રહેજો, ઇજ્જત બધાંની જાએ—૧૨૪૫
કરતાં એ કામ તારૂં, મારૂં ન મુળ જાએ
સંભાળ તેની રાખો, પછી થવાનું થાએ—૧૨૪૬
મોહન વદયો ત્યાં વાણી, વીરા ન બીક રાખો
ફીકર તજોને તેની, હઇંયે તે હામ રાખો—૧૨૪૭
થાએ ન કાંઇ એમાં, ફીકર કરો છો જેમાં
દીવસ ગણાય વીત્યા, વળે હવે ન તેમાં—૧૨૪૮
પ્રતાપ એવી વાતો, કરી ત્વરાથી ઉઠયો
મોહન મન ચોકખું, હજુ ન ભેદ તુટયો—૧૨૪૯
મોહન નીરાંત વાળી, બોલાવી નારી પાસે
વાતો મજેની કરતો, અનેરો આજ આશે—૧૨૫૦
આનંદ અતીશે જામ્યો, નારીની સાથ વાતે
જોતાં ન જાણે કોઇ, દુખીયાં ન કોઈ વાતે—૧૨૫૧
એવામાં દ્વાર પાસે, પોલીસ આવી ઉભો
મોહને જોઇ તેને, પુછે તું શાને આવ્યો ?—૧૨૫૨
વદયો પોલીસ વાણી, હમણા બધુંય જાણો
હું છું તમારા જેવો, અંદેશ ન ઉર આણો—૧૨૫૩
શાંતી એ સર્વ આપી, પોલીસ ઉભો ત્યાં તો
બીજાય બધાય આવ્યા, થોડીક વારે ત્યાં તો—૧૨૫૪

ફોજદાર સાથ આવ્યા, ઘરને ત્યાં ઘેરો ઘાલ્યો
મોહનને નારી સાથે, બાહેર તર્ત કાઢયો—૧૨૫૫

પેશમાં તેને રાખ્યો, મળવા ન કોઈ દેતા
મોહનને આમ જોઈ, કોઇ કશું ન કહેતા—૧૨૫૬

પોલીસને આજ પુરી, બાતમી મળી છે જેથી
તપાસ થોડી કરતા, ખોળી તે કાઢયું તેથી—૧૨૫૭

ખોદાવી લાશ કાઢી, હથીયાર સર્વ કાઢયાં
લાવીને બહાર તેને, મોહનને દષ્ટે પાડયાં—૧૨૫૮

ચુંથાઈ લાશ ગઇ છે, નીશાની નવ રહી છે
ઓળખાય એ ના આજે, તેવી બનીને રહી છે—૧૨૫૯

વસ્ત્રો હતા જે પાસે, મોહન એજ ઓળખે
ગંગાના વસ્ત્રો જાણી, ચોધાર આંસુ આવે—૧૨૬૦

અરેરે દૈવ ! આ શું ! આ લાશ અહીં કયાંથી ?
જરૂર બેન મારી, આવી આ લાશ કયાંથી ?—૧૨૬૧

દગો થયો શું પુરો, પ્રતાપે એજ કીધું
ભુલ્યો હું પાપ ભાગે, પ્રતાપે વેર લીધું—૧૨૬૨

ફોજદારે પુછયું ત્યાં તો, મોહન કહોને આજે
આ લાશ કોની કાવે, વદો એ સત્ય કાજે—૧૨૬૩

જુઠું ન બોલો જરીએ, થવાનું તેજ થાએ
જુઠું વધાથી જાણો, ઈજ્જત બધીય જાએ—૧૨૬૪

મોહન વધો ત્યાં વાણી, સાહેબ વાત સારી
એકલાં આ વસ્ત્ર જાણું, ઓળખાય ન લાશ સારી—૧૨૬૫
ગંગા જે મુજ બેની, જેવાં છે વસ્ત્ર આ તો
પરંતુ આંહી જોઇ, વીસ્મય ઘણોજ થાતો—૧૨૬૬
જાત્રાએ તે તો ગઈ છે, વસ્રો આ કયાંથી આવ્યાં
છે સંગ સાથે સારો, તો વસ્ત્ર કયાંથી આવ્યાં—૧૨૬૭
ભગની પવીત્ર મારી, કર્યું શું ખુન કોઇ
અરેરે હાય કહીને, મોહન પડયો છે રોઇ—૧૨૬૮
ફોજદારે પંચનામુ, વીધીસરેજ કીધું
સબને તે દવાખાને, મોકલાવી તર્ત દીધું—૧૨૬૯
પાસે બોલાવ્યા લોકો, પુરાવા કંઇક લીધા
દુશ્મન હતા જે લોકો, પુરાવા ખોટા દીધા—૧૨૭૦
પુરી વીધીએ કરતાં, લોકોને દુર કાઢી
મોહનને તેની સ્રીને, હાથે કડીઓ નાંખી—૧૨૭૧
ચોધાર નયને રડતો, મોહન નારી સાથે
ભર્યે બજારે ઘેર્યો, પોલીસે નારી સાથે—૧૨૭૨
સરકારી તાળાં દીધાં, મોહનને ઘેર વાસી
સગાં સંબંધી સર્વે, ભાગ્યાં એ દુર નાસી—૧૨૭૩
મોહનને જેલખાને, પુર્યો એ ખુન બાને
નારી છે તેની સાથે, નડયાં કરેલાં હાથે—૧૨૭૪

વાંચક વિરામ લ્યોને, પછીથી પાય ધરીએ
દશા સતીની શી છે, તેનો વિચાર કરીએ—૧૨૭૫
દુખીઆરો જન્મ જેનો, ન સુખ હોય તેને
પ્રભુ દરબાર કેરો, ઘણો અન્યાય જેને—૧૨૭૬
પુરી કસોટી કરતો, તાવી એ તાપ દેતો
જેને હાથ ધરતો, પીછો એ પુરો લેતો—૧૨૭૭
ફસાય તેની માંહી, કીંમત ન કોડી કેરી
ઉલટોએ છેહ દેતો, રખડાવે શેરી શેરી—૧૨૭૮
કસોટી પાર પામે, ગમે તે તાપે તાવે
તેને પછીથી જગમાં, ઉની ન આંચ આવે—૧૨૭૯
સતીને એહ રીતે, કસોટી કંઈક કીધી
અતિશે તાપ દેતાં, વિપત્તિ કંઈક દીધી—૧૨૮૦
છતાંય તેહ બાળા, ચલિત ન કર્મ થાતી
વિપત્તિ માંહી તે તો, પ્રભુનાં ગુણ ગાતી—૧૨૮૧
અબળાનું અંગ તેનું, ખમાય દુઃખ જેને
છતાંયે જાણી જાણી, પાડયું પ્રભુય તેને—૧૨૮૨
અતીશય દુઃખ પડતાં, સતી કસાણી જાતે
હવે તે દુઃખ સરવે, હળવાં બધાય લાગે—૧૨૮૩
હનુમાન કેરા દેહરે, છુટી સતી જે થઇ છે
પાછી ઘેર ન જાતાં, જંગલ વિષે તે ગઇ છે—૧૨૮૪

ભીષણ રાત નીરખી, વળી છે રાન રસ્તો
કાળી અંધારી રાતે, સુજે ન એક રસ્તો—૧૨૮૫

સતીના કેશ છુટા, રાને પડયા છે પુરા
માથે ન વસ્ત્ર રહેતું, સતીના હાલ બુરા—૧૨૮૬

આ વેષ અંગ આવ્યો, સમજીને કચ્છ વાળ્યો
થવું કો ગામ ભેગું, વિચાર એજ ધાર્યો—૧૨૮૭

અંગે ઉઝરડા થાતા, ગણે ન લેશ તેને
કેકર ઉડાવે કેસે, ધારે ન દુઃખ તેને—૧૨૮૮

વટાવે રાન રસ્તો, ભુલી તે કંઈક પડતી
રસ્તા વીના એ આવે, એકે ન સુજ પડતી—૧૨૮૯

જંગલ વિકટ આવ્યું, સતીને ભાન તેનું
જરાય હોય શાનું બેભાન દીલ જેનું—૧૨૯૦

લાખો નીરાશા મનમાં, આશા ન એક જેને
પરવા કહોને શાની, પછીથી હોય તેને—૧૨૯૧

અતીશે રાન ગાઢું, ધ્વની બે કાંઈ થાતો
વૃક્ષો અડીને ઉગ્યાં, સંચય ન વાયુ થાતો—૧૨૯૨

હજારો જન કેરી, કુડાળી મર્ણ કેરી
લાખોના જાન લીધા, આ તો જગા અનેરી—૧૨૯૩

લુંટારૂ લોકો રહેતા, કર્મો એ ઘોર કરતા
તજીને બીક સર્વે, નિર્ભયપણે તે ફરતા—૧૨૯૪

આજે તે લોક કેરો, ઉત્સવ દીન જાણે
મળીને સર્વ બેઠા, ભોળા થયા પ્રમાણે—૧૨૯૫
અગ્ની સળગાવી વચ્ચે, આહુતી કંઇક આપે
ગુફા છે શક તેને, દેવી કરીને થાપે—૧૨૯૬
બધાય શાંત બેઠા, બોલે ન કાંઇ ત્યાં તો
સંજ્ઞાથી કાર્ય કરતા, બોલ્યા વીણુ ત્યાં તો—૧૨૯૭
ખડખડાટ દુર થાતો, અહીંયાં સુણાય તે તો
પાપીઓ પાપ મુકતા, કરતાય એમ એ તો—૧૨૯૮
અહીંઆં સતીએ ચાલી, આવે આ રાન માંહી
બીજુ ન ભાન તેનું, સંભાળી ચાલે ત્યાંહી—૧૨૯૯
ચર્ણો તપાસી મુકે, નજર પણ ત્યાંજ રાખે
ધ્વની જો કંઈક થાતો, તેમાં ન દીલ રાખે—૧૩૦૦
ચાલે તે પુર જોશે, અતીશે હાલ હોંશે
આવીને પહોંચી પાસે, લુટારૂ બેઠા ખાશે—૧૩૦૧
કદમ પચીસ દુરથી, લુટારૂ દીઠા દ્રષ્ટે
લુટારૂ તેને દેખે, ભરાયુ દુઃખ કષ્ટે—૧૩૦૨
સતી અતીશે ચમકી, ઓ હાય આ શું દેખું
ભુલી હું ભાન મારૂં, તેનું આ દુઃખ પેખું—૧૩૦૩
વ્યાધોની વસ્તી માંહી, આ ગાય છે ફસાણી
જીવતર ન હોય હાવે, ખુટી છે કર્મ કહાણી—૧૩૦૪

પ્રભુ શું સ્હાય દેશે, કુવે પડી હું હાથે
વિચારી હું ન ચાલી, હાવે પ્રભુ શું સાથે—૧૩૦૫
બચાવ કેમ કરવો, સુઝે ન એકે આરો
ઉપાય એક ન જડતો, તજવો આ જીવ મારો—૧૩૦૬
અહીંઆ સતી એ આવે, નિશ્ચય કર્યો છે જ્યારે
પણ લુટારૂ કેરી, વાતો શી ચાલે ત્યારે—૧૩૦૭
સતી ન ડગલું ભરતી, ખસતી નથી એ ત્યાંથી
જડવત બનીને ઉભી, ધરે ન પાય જ્યાંથી—૧૩૦૮
લુટારૂ દેખી તેને, વિસ્મય અતિશે થાતા
જડવત ઉભેલી જોતાં, વિચાર કંઈક થાતાં—૧૩૦૯
વિચારો ધીરે કરતા, ન હોય આ કો નારી
જરૂર દેવી આવી, વરદાન આપનારી—૧૩૧૦
ઉભી છે માન લેવા, અહીંઆ ન તેથી આવે
અવસર ચુકીશું આ તો, રીસાઇ તેહ જાવે—૧૩૧૧
માટેજ સર્વ ઉઠો, જયકાર સર્વે બોલો
દેવી પ્રસન્ન થાશે, દેવીનો ભાર તોલો—૧૩૧૨
ઉઠયા સર્વ સાથે, આવ્યા સતીની પાસે
સતીએ અતીશે ડરથી, પાછા પગે તે નાસે—૧૩૧૩
વિનવે અતીશે મુખથી, દેવી કહીને બોલે
કૃપા તે માગે પુરી, એવા તો બોલ બોલે—૧૩૧૪

સતીએ ધાર્યું મનમાં, દેવી મને એ માને
ત્યારે તો ઉભું રહેવું, ડરવું હવે તો શાને—૧૩૧૫
કરવો એ વેશ પુરો, આવી પડયો જો માથે
તેમાં જો ચુક થાએ, ખમવું પડે તે સાથે—૧૩૧૬
ધારી સતી ત્યાં એવું, ઉભી છે હામ રાખી
લુટારૂ પાસે આવ્યા, અતિશે પ્રેમ દાખી—૧૩૧૭
નીચા નમાવી શીશો, પાયે સતીને લાગ્યા
ગદગદ કંઠે બોલી, વરદાન કંઈક માગ્યાં—૧૩૧૮
સતીએ ખામોશ રાખી, ખુશ રહો એ ભાખી
પછી લુટારૂ બોલ્યા, આજ્ઞા એ એક માગી—૧૩૧૯
સતી પછીથી બોલી, પુત્રો હું સત્ય કહું છું
રક્ષા તમારી કરવા, તત્પર સદાય રહું છું—૧૩૨૦
વસ્ત્રો ઘરેણાં કંઇએ, લાવ્યા જો હોય તેની
ધરોને ભેટ મુજને, ભુખી હું હાલ તેની—૧૩૨૧
પછીથી એક આજ્ઞા, તમોને આજ આપું
હમણાં તૈયારી કરવા, આજ્ઞા હું એજ આપું—૧૩૨૨
અહીંથી વીશેક ગાઉએ, મુકામ સર્વ કરજો
સંજ્ઞા ન ધારી મનમાં, ડગલું ન પાછું ભરજો—૧૩૨૩
પુરો પરોઢ થાતાં, રાજા આ રાન માંહી
લશ્કરની સાથ આવે, શીકાર માટે જ્યાંહી—૧૩૨૪

અહીંથી તમો ન જાવો, પકડાઇ નક્કી જાઓ
કહેવા હું એજ આવી, મારો ન ચાલે દાવો—૧૩૨૫

લુટારૂ ખુબ હરખ્યા, દેવીની વાણુ સુણી
ફરીથી ઉપાય લાગે, વાતો સતીની સુણી—૧૩૨૬

લુટારૂ હરખી પોતે, ભેટો વીવીધ ધરતા
આગ સતીની ખાશે, દાગીના ભેટ કરતા—૧૩૨૭

બેઠાય ભેટ મુકી, રહ્યા છે જયારે તે તો
રાત્રીના ચાર વાગ્યા, તણો અંદાજ છે તો—૧૩૨૮

પાછીથી આજ્ઞા દીધી, સહુને જવાની ત્યાંથી
વેરાય તેજ રીતે, ધારેથી સર્વ ત્યાંથી—૧૩૨૯

નિર્ભય સતી તો હાવે, અહીંઆ થઈ જે ઉભી
પ્રભુ કૃપાથી તેને, કોઇએ ન આંહી દુભી—૧૩૩૦

વાયુ વેગથી લોકો, થયા આદર્શ ત્યાંથી
સતી સવાર સુધી, ખસી ન જરા ત્યાંથી—૧૩૩૧

મીલકત બધી ત્યાં મુકી, પત્રો ઉપર તો ઢાંકયાં
વળતી તે પોતે ચાલી, ચિન્હો ઘણુાય આંકયાં—૧૩૩૨

ચાલીને ચર્ણ દુખ્યા, જંગલનો પાર આવ્યો
હરીઆળી ભુમી આવી, સતીનો હર્ષ આવ્યો—૧૩૩૩

થયો છે શ્રમ ઓછો, શકતી કંઈક આવી
બેઠી તે શ્વાસ ખાવા, હીંમત અનેરી આવી—૧૩૩૪

થોડેક દુર ચાલી, રસ્તો સરીયામ આવ્યો
ચઢી તે એજ રસ્તે, અંદેશ ન કાંઈ આવ્યો—૧૩૩૫
પુછતી કો રાહધારી, જનો જો કોઈ જાતો
ચાલી તે જાય વાટે, અંતર ઉમળકા થાતા—૧૩૩૬
પાદર જણાયુ તેને, કો નગ્ર કેરૂં તેને
વસ્ત્રો સજીને લીધો, પડે ન કહેવુ તેને—૧૩૩૭
મલાજો સહેજ રાખી, ચાલી તે નગ્ર માંહે
ઉંચા મકાન જોતી; ચાલી તે જાય ત્યાંહે—૧૩૩૮
વજીર રાજ કેરો, તેનું મકાન જોતી
મહેનત અતીસે કીધી. કાઢયું છે ત્યારે ગોતી—૧૩૩૯
ખબર તો પહેલી આપી; આપા મળી છે જ્યારે
વિવેક સર્વ રાખી, દાખલ થઇ છે ત્યારે—૧૩૪૦
પ્રધાન આવી ઉભો; સતીને પ્રશ્ન પુછે
નારી કહોને મારૂં; એવું તે કામ શું છે—૧૩૪૧
કયાંથી અત્યારે આવીયાં; રહેવાનું ગામ બોલો
ડર તો બધીય ત્યાગી; બધોય ભેદ ખોલો—૧૩૪૨
સતી પછીથી બોલી; પ્રજા હું આપ કેરી
બાપુજી તેથી ધારો; પુત્રી હું આપ કેરી—૧૩૪૩
જો હું નામ આપું; અહીત તેથી મારૂ
તેથી એવું ધારી; બાજી એજ સરૂ—૧૩૪૪

હું છું વણીક તનીયા, વિધવા જીવન ગુજારૂ
અતિશે દુખ આજે, દીલડુ બળે છે મારૂ—૧૩૪૫
કહીશ વાત પુરી, લાંબી કથા છે મારી
બાપુજી ધારી લેજો, સુણતાં છુટે કંપારી—૧૩૪૬
આશ્રય અત્યારે આપો, એટલુંજ કષ્ટ કાપો
બનતાં કરીશ કામો, ફક્ત અન્ન આપો—૧૩૪૭
બીજુ ન માંગુ કાંઇ, આજ્ઞા ફરમાવો બાપુ
પ્રભુ ભલુજ કરશે, આશીશ એજ આપુ—૧૩૪૮
આજ્ઞા પ્રધાને આપી, ભલે બાઈ તુ રહેજે
કરી ન વાત પુરી, સંશય એજ રહે છે—૧૩૪૯
ખુશી પડે તો કહેજે, રહેવાય તેમ રહેજે
અહીંઆ ન નામ તારૂ, કદાપી કોઈ લેશે—૧૩૫૦
પછી સતીએ ધારી, પ્રધાન એકાંત તેડયો
વળતાથી માલ કેરા, મુદ્દો બધોએ છોડયો—૧૩૫૧
જગ્યા બતાવી પુરી, હરખ્યો પ્રધાન ત્યારે
તૈયારી તર્ત કીધી, સુણુ એ વાત જ્યારે—૧૩૫૨
સતીને સાથ લીધી, ગાડી કરાવી પોતે
વીશ્વાસુ જન લીધા, આવ્યા તે ઠામ જોતે—૧૩૫૩
લુંટારૂ કેરો પેલો, બધોય માલ જ્યાં છે
સતી પ્રધાન સાથે, ઉભા જઇને ત્યાંતે—૧૩૫૪

આ દ્રશ્ય પ્રધાને જોયું, અતિશે દીલ મોહ્યું
અઢળક છે માલ આતો, મોહીત મન થાતો—૧૩૫૫
સતીને શાબાશી આપી, બધોય માલ લીધો
સાથે આવેલ તેને, થોડો થોડોય દીધો—૧૩૫૬
પછીથી પુર વીશે, પાછું પ્રયાણ કીધું
પુત્રી સતીને કહીને, અભયદાન દીધું—૧૩૫૭
હવે સતીને અહીંઆ, ઘરમાંહી મન મળીયું
સતી કહે તે થાતું, એનું તે ભાગ્ય ફળીયું—૧૩૫૮
પોતાનું નામ બદલી, જુદુ ધરાવ્યું આંહી
રહે તે એવી રીતે, પ્રભાવ પુરો માંહી—૧૩૫૯
ઘરના તમામ કામો, નજરમાં એહ રાખે
નોકરની પાસ લેતી, હાથે ન કાંઇ દાખે—૧૩૬૦
પુત્રી પ્રધાન કેરી, શીક્ષણ અનેરૂ આપે
પ્રધાન પુત્રી સાથે, સહીએર પણ સ્થાપે—૧૩૬૧
પ્રભાવ સતીનો સારો, ઘરમાં પડયો છે જોઈ
હાજી હજુર રહેતા, નોકર રહે છે જોઈ—૧૩૬૨
સાંજે પ્રધાન આવે, કચેરી માંહે જઈને
સતી ધીમેથી પુછે, પાસે ઉભી રહીને—૧૩૬૩
ચાલે છે કેશ કોનો, શું નામ ઠામ તેનું
વીગત બની શું તેમાં, વિવરણ કરાવે તેનું—૧૩૬૪

પ્રધાન તેહ કહે છે, શંકા તજીને તેને
વિનોદ પોતે માને, પ્રધાન પોતે એને—૧૩૬૫
એવા તે ક્રમથી રાજે, સતી પ્રધાન પુછે
ઉત્તર પ્રધાન આપે, પુછે ન તારે શું છે—૧૩૬૬
દીનો સુખી તે ગાળે, પ્રથા તે એવી ચાલે
હજુય દુઃખ કેરાં, સ્વપ્નો સતીને આવે—૧૩૬૭
એક દી વજીર સાંજે, આવ્યા કચેરીમાંથી
સતી તે પાસ જઇને, પુછતી બધુંય બેઠી—થ૩૬૮
બાપુ કહોને આજે, ચાલ્યો છે કેસ કોનો
આરોપી કોણુ તેમાં, છે કેસ મુદ્દો શાનો—૧૩૬૯
બાપુ કહોને મુને, વાતો એ પ્રીય લાગે
સુણુતાં એ વાત સર્વે, મારી તો ભ્રાંત ભાગે—૧૩૭૦
બોલ્યો પ્રધાન વાણી, સાંભળ તું બેન મારી
સંભળાવું વાત એ તો, જીજ્ઞાસા છેજ તારી—૧૩૭૧
રામપુર ગામ અહીંથી, વીસેક માઇલ દુરે
આપણું જે રાજ્ય ત્યાં તો, સાચી છે વાત મુળે—૧૩૭૨
મોહન કરીને ત્યાં તો, માણુસ ગૃહસ્થ પુરો
તેવા નઠારે ભાઇ, ધંધો કીધો છે બુરો—૧૩૭૩
સગી જે બેન તેની, ગંગા સ્વરૂપ પુરી
કીધુ છે ખુન તેનું, દેવાશે તેને શુળી—૧૩૭૪

મરનાર નામે ગંગા, બદચાલ તેની સુણી
હમેશ હરામ ફેરા, લોકોની વાત સુણી—૧૩૭૫
મોહન ભરાયો રોશે, મારી તે નાંખી તેને
સીનો સંબધ તેમાં, લાવ્યા છે સાથ તેને—૧૩૭૬
ચંચળ છે નામ-તેનું, તહોમતે નામ તેનું
વિગત બનેલી આજે, બીજી તે કાલે કરશું—૧૩૭૭
હજુ ન કેસ ચાલ્યો, શરૂઆત કાલે થાશે
ત્રણ દીને પુરો થાશે, આરોપી ફાંસી જાશે—૧૩૭૮
સતી સુણીને બોલી, સારૂ પીતાજી કાલે
વાતો વિશેષ કરજો, અત્યારે એમ ચાલે—૧૩૭૯
દીવસ બીજોય વીત્યો, સાંજે પ્રધાન આવ્યા
દીઠા સતીએ જ્યારે, અંતર ઉમળકા આવ્યા—૧૩૮૦
આવીને પાસ બોલી, પીતા કહોને આજે
કચેરી મધ્ય આજે, શું કામ ચાલ્યુ આજે—૧૩૮૧
પ્રધાન બેસી બોલ્યો, પુત્રી તું સુણ સર્વે
આરોપી નર ને નારી, ફસાય છેજ હળવે—૧૩૮૨
સાક્ષી પુરાવા પડતા, બધાય સત્ય જેવા
શીક્ષા ફાંસીની થાશે, ગુના છે એહ એવા—૧૩૮૩
બચાવ ન કોય કરતુ, ઉભાં રહે છે બંને
પસ્તાવ પાપી કૃત્યે, તકસીદાર બંને—૧૩૮૪

છુટે ન એજ કો દી, એવા પુરાવા પડતા
સાક્ષી પ્રતાપ નામે, મીત્રો થઈને નડતા—૧૩૮૫
સુણી સતીના નયણે, પાણી ભરાયું પ્રેમે
મનમાં વીચાર કરતી, ભાઈ ભલો તો એ છે—૧૩૮૬
નારીની ખોટી શીક્ષા, માની તે બેઠા મનમાં
બદલો કીરતારે આપ્યો, સહે છે દુખ તનમાં—૧૩૮૭
ફાંસીએ તો ભાઇ જાશે, પીઅર ઉજડતો થાશે
નિર્વંશ કુલ થાશે, દુશ્મનો હરખાશે—૧૩૮૮
માટે બચાવુ વીરને, પસ્તાશે આપ મેળે
મારૂય આળ જાશે, મને પ્રભુજી પ્રેરે—૧૩૮૯
પ્રધાન સાથે બોલી, સતી મુદુએ વાણી
પીતા કહ્યુ જો માનો, વદુ હુ સાચી વાણી—૧૩૯૦
મોહનનો કેશ ચાલે, સમક્ષ આપે કેરી
ગરીબ આરોપી એ છે, ન પક્ષ કોઈ તેની—૧૩૯૧
જશે બીચારો માર્યો, દયા મુને એ આવે
સાક્ષી બચાવે દેવા, પુત્રી તમારી આવે—૧૩૯૨
આજ્ઞા જો આપો તેની, પગલુ ભરાય તો તો
આવું હુ કોર્ટ મધ્યે, કરૂ બચાવ તો તો—૧૩૯૩
સપાડું કાંઈ ન કરતી, તને છોડી દેવા
મારા બચાવ સુણી, આવે વિચાર એવા—૧૩૯૪

આરોપી તોજ છુટે, માગુ હું આપ પાસે
આજ્ઞા જરૂર આપો, અવસર અલેખે જાસે—૧૩૯૫
પ્રધાન સુણી વાતો, હરખ્યો ઘણુંય મનમાં
પુત્રી ખરી એ વાતો, તે ઘેરી હામ તનમાં—૧૩૯૬
કચેરીમાં તું આવું, બહુ માનથી બોલાવું
કાલે ભલેને ચાલો, રજુ કરો તો દાવો—૧૩૯૭
નક્કી વિચાર એવો, રાત્રે કરીને સુતાં
સવારે સર્વે જન તો, નીયમ પ્રમાણે ઉઠયાં—૧૩૯૮
સતી ઉઠી છે વ્હેલી, સૌચારી કાર્ય કીધું
પરવારી એજ કર્મે, ભજન પ્રભુનું કીધું—૧૩૯૯
સમય પુરો તે થાતા, પ્રધાન તો સીધાવ્યા
કોર્ટે સતીને જાવા, સવડ કરીને આવ્યા—૧૪૦૦
પુરો જ્યાં એક વાગ્યો, ગાડી તૈયાર કીધી
જાવા કચેરી મધ્યે, આજ્ઞા તે આવી દીધી—૧૪૦૧
બાહેર સતીએ આવી, ખબર બધીએ આપી
પ્રધાન તર્ત તેને, બેસાડી સ્થાન આપી—૧૪૦૨
મોહનને તેની નારી, સામે આરોપી ઉભાં
કુસુંગા સંગ થાતો, પ્રભુએ આજ ડુબ્યાં—૧૪૦૩
સતી તો કોર્ટ મધ્યે, ઉભી થઈને બોલી
સભાજનો આ સુણજો, દેજો એ ન્યાય તોળી—૧૪૦૪

આરોપી જેના ખુને, ઘસડાયો કોણ મધ્યે
આજે એ ફાંસી ચડતો, છે ન્યાય કેરી રીતે—૧૪૦૫
કર્યું છે ખુન જેનું, ગંગા હું નામે તે તો
જીવતી છું હુંજ અહીંઆ, ખરી એ વાત છે તો—૧૪૦૬
પુછો પુછાવો કોઈ, સાબીત ન થાય જોએ
વતી બધી એ વર્ણું, આજ્ઞા પીતાએ થાએ—૧૪૦૭
મલી રાજ આજ્ઞા, સતીને વાત કરવા
સતીએ સર્વ જનને, કહ્યું છે કાન ધરવા—૧૪૦૮
પછીથી માંડી દીધી, બધીએ વાત વર્ણી
એકે ન છાની રાખી પહેલા હતી જે પરણી—૧૪૦૯
કથા જે સાંજ સુધી, રસ પુર્ણ સર્વ કહેતી
અધુરી જેહ રહેતી, બીજે દીને તે કહેતી—૧૪૧૦
ચાલી કથા તે પુરી, પુરા તે સાથ દીનો
ઉત્સાહ નગરે વાધ્યો, સુણવા ભરાય લોકો—૧૪૧૧
ઘટના આ દુઃખ કેરી, સુણી ઘણાય લોકો
ભરી સભામાં રડતા, દુઃખે મુકીને પોકો—૧૪૧૨
વિસ્મય અતીશે થાતો, રાજાએ વાત સુણી
શાબાશ પુત્રી મારી, વાતો બધીય સુણી—૧૪૧૩
સાચી સતીજ તું છે, પાયે હું તને લાગુ
થાય શ્રેય મારૂ, એય વરદાન હુંજ માગું—૧૪૧૪

રાજા જ્યાં પાય લાગ્યો, લોકો ત્યાં પાય લાગ્યા
જે જેને રૂચે તેવા, અભિલાશ કંઈક માગ્યા—૧૪૧૫
મોહન ને તેની નારી, છુટાં તે આજ થાતાં
જોઈ સતીને મનમાં, ઘણું ઘણું શરમાતાં—૧૪૧૬
રાયે સતીને આપ્યો, અલગ મહેલ રહેવા
સાધન પુરાવ્યાં સર્વે, જીંદગી સુધીએ ખાવાં—૧૪૧૭
સચવાય માન તેનું, સમસ્ત રાજ્ય મધ્યે
મોહનને ત્યાં રાખ્યો, અધીકાર આપી તેને—૧૪૧૮
હતા વીરૂદ્ધ લોકો, સીક્ષા બધાને આપી
ખોળાં મુખો તે લઈને, સંતાય કંઈક પાપી—૧૪૧૯
સતીની આમ રક્ષા, પ્રભુ તે આપ કરશે
પાપીઓ પાપ ભાતુ, પોતાની મેળે ભરશે—૧૪૨૦
સંકટ અનેક પડીયાં, સતીએ સત ન છોડયું
આખર પ્રભુએ જાતે, આવીને કષ્ટ તોડયું—૧૪૨૧
સતીયાં જે નર ને નારી, કષ્ટો અનેક પામી
અંતે તે સુખ પામે, પ્રભુ પદે વીરામે—૧૪૨૨
દુર્જન હજાર લોકો, સુખે ભલે ને ફરતા
આખર દુઃખે દુભી, કુટેલ નરકે પડતા—૧૪૨૩
હીન્દુ સમાજ મધ્યે, કીસા અનેક આવા
અજ્ઞાનતાથી બનતા, કરતા સુધારે જાવા—૧૪૨૪

કરીને બાળ લગનો, બાળાનાં ઉર બાળે
જોતા ન જોડી વરની, પોતાનું અંગ ટાળે—૧૪૨૫
સહાય સ્વાર્થ માટે, લોકો એ તેથી કરતા
આખરે પાપ ભાતુ, ભરીને નર્કે પડતા—૧૪૨૬

અરેરે હાય આજે, હીન્દુ સમાજ તારી
અધોગતી હે પુરી, ખરે ખરી થનારી—૧૪૨૭
હજીએ આંખ ખોલી, નિહાળો વાત આવી
તો તો જરૂર હાથે, આવે સ્વરાજ ચાવી—૧૪૨૮

કથા સતીની વાંચી, વિચાર સર્વે કરજો
અસાર મુકી દઇ ને, ગ્રહણ સાર કરજો—૧૪૨૯
સતીનું દુઃખ જાણી, પુત્રી દુભાય ન કોદી
સંભાળ એની રાખો, આવે નુ દુઃખ કોદી—૧૪૩૦

કઠલાલકર તો કહે છે, વાંચક વીચારો પ્યારા
હશે હજાર દોશો, એકે ન લેશો મારા—૧૪૩૧



# રાજશાહી ગોનોરીઆ સ્પેશીફીક.

## ( પ્રમેહારી રસ. )

જુનો કે ગમે તેવો પ્રમેહ હોય માત્ર ચોવીસ કલાકમાંજ નાસવા માંડે છે. જાણે જાદુનો ચમત્કાર ! એક ડોઝ પેટમાં ગયો કે એઆની આરામ થયો છે એમ સમજો પ્રમેહ માટે આવી ફતેહમંદ દવા બીજી કોઇ નથી પેશાબમાં આગ, બળતરા ટીપેટીપે પેશાબ થવો, જાડો રગડા જેવો પેશાબ થવો કપડામાં ડાઘ પડવા પેશાબની આગળ પાછળ ધાતુનું જવું, ઉનવા, હાથ પગમાં ફાટ, ઉંઘ નહી આવવી, અને આખો દીવસ એમાં જીવ લાગી રહેવો. એ સર્વ આ દવાથી નાબુદ થાય છે. જેઓ માને છે કે પ્રમેહ એક નહિ સારૂ કરી શકાય એવું દરદ છે, તેઓને હમે રાજશાહી પ્રમેહારી રસ લેવા ખાસ ભલામણ કરીએ છીએ. સો એ સો દરદી સારા થયા છે, હજુ સુધી કોઈ નિષ્ફળ થયોજ નથી. કીંમત શીશી ૧ના રૂ. ૨ા ત્રણ શીશીના રૂ. પાા, પો. અલગ.

---

# રાજશાહી અસ્થમા કયોર.

## [ સર્વ પ્રકારના શ્વાસરોગ યાને દમની દવા ]

જુના અને હઠીલા દમના સખતમાં સખત હુમલામાં પણ ફક્ત એકજ ડોઝ લેતાના સાથે દર્દીને કરાર વળે છે. દમ રાતને વખતે બહુ ચઢે છે. તે વખતે એવુ થઈ આવે છે, કે આ દર્દમાં જીવવાથી મરવું સારૂ દમથી હેરાન હેરાન થઇ ગયેલા દર્દીએને હમો ખાત્રી પુર્વક સલાહ આપીએ છીએ કે તેમણે રાજશાહી "અસ્થમા કયોર" પહેલીજ તકે વાપરવા શરૂ કરી આ દવામાં રહેલા અજબ ગુણોનો લાભ જરૂર લેવો. રાજશાહી "અસ્થમા કયોર" જુના અને હઠીલા દમ—હાંફણ હાંસો, ખાંસી ઉધરસ વિગેરે દરદો ને જડ મુળથી નાબુદ કરે છે કીંમત બાટલી ૧ ના રૂ ૨ા ત્રણ બાટલીના રૂા. ૭) પોસ્ટેજ અલગ.

આ ચોપડી બરાબર સાચવી રાખો જરૂર વખતે તે ઉપયોગી થશે કારણ કે તેમાં હજારો દરદો જલદીથી કેમ સારાં કરવાં તે બતાવવામાં આવ્યું છે.

## વૈદ્ય ડૉકટર હકીમની મદદ સિવાય હજારો દરદો સારાં કરી શકાય છે.

# ગુપ્તાની અમી-કુપી.

અમી-કુપી સર્વ પ્રકારનાં દરદો સારા કરવામાં ઘણીજ ગુણકારી દવા હોવાથી દસ વર્ષમાં ૧૦૦૦૦૦ (એક લાખ) શીશીઓથી વધુ એકજ સપાટે વેચાઇ ગઇ છે. દવા એવી તો ગુણકારી માલમ પડી છે કે જ્યાં એક બાટલી નમુના માટે મોકલવામાં આવી છે ત્યાંથી ડઝનબંધ માગણી આવવા લાગી છે દીન પ્રતિદિન સુર્યોદય થતાં **અમી-કુપીની** માગણી વધુને વધુ થતી જાય છે ગામડાના નાના વેપારી પણ તેનું વેચાણ કરે છે એજ તેના અદભુત ગુણોનો સૌથી સરસ પુરાવો છે. કેટલાક લેભાગુ વેપારો મોટી મોટી જાહેરાતો છાપી ગુપ્તાની **અમી-કુપી** બનાવવાનો નુસખો જાણવાનો દાવો કરે છે એવા ડંફાસખોર વેપારીથી ચેતતા રહેજો ખરો નુસખો હમારા સિવાય કોઇ જાણતુંજ નથી.

**કાનના સણકા**—પરૂ વહેવું, કાનમા સણકા, કાનમાં દુખાવો બહેરાપણુ. કર્ણસુળ વિગેરે કાનનાં સઘળાં દરદો ઉપર અમી-કુપીનો ઉપયોગ કરવો જોઇએ એક તોલા ડુંગળીના રસમાં અથવા ૧ તોલા તલના તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક ટીપુ અમી-કુપી નું મેળવી તેનાં કાનમાં ટીપાં પાડવાનું મટતાં સુધી ચલુ રાખવું.

**ઝાડા સંગ્રહણી**—ઝાડા સંગ્રહણી, કોલેરા. અતીસાર ઉલટી એ રોગમાં અમી-કુપી ઘણીજ અકસીર દવા છે દીવસમાં ૧૦, ૧૦ વખત ઝાડા થતા હોય. પાતળાં પેટ આવતાં હોય, ખાધુ કે તરત ઝાડા છુટી જતા હોય કે સાધારણ ઝાડા થતા હોય. ટુંકમાં જેને ઝાડાનો રોગ થતો હોય. તેણે પહેલી તકે અમી-કુપીનો ઉપયોગ કરવો. એકજ દીવસમાં ખાત્રી પુર્વક આરામ પહોંચડે છે ઉલટી શરૂ થતાની સાથેજ જો "અમી-કુપીનો" ઉપયોગ કરવામાં આવે તો પાંચ દશ મીનીટમાં ફાયદો પહોંચાડે છે જ્યાં કોલેરાનો સંભવ હોય અથવા ઉપરા ઉપરી જમણવાર ચાલતા હોય યાત્રામાં થંડા પાણીથી સ્નાન ખોરાકનું અનીયમીતપણું અને રખડપટીથી સરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે તેવે-સ્થળે એક શીશી અમી-કુપીની ગજવામાં રાખવી તે ઘણું ડહાપણ ભર્યું છે પોતાનો અને બીજાનો કીમતી જાન બચાવવા માટે દરેક ગૃહસ્થની ફરજ છે તેણે અમી-કુપીની એક શીશી ગજવામાં રાખવાની હંમેશાં કાળજી રાખવી.

**ઉપયોગ**—દીવસમાં બેથી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલટી હોય તો દર કલાકે ચાર ટીપાં અમી-કુપી થોડા પાણી સાથે ઝાડા ઉલટી બંધ થતા સુધી લીધા જવું અથવા વધારે જરૂર જણાય તો અંદર બે ટીપાં લવીંગનો અર્ક નાંખવો લવીંગનો અર્ક રૂ. ૦॥ ની એક શીશી એ પ્રમાણે હમારે ત્યાંથી મળી શકશે.

**ચુંક આંકડી પેટદર્દ**–ઠંડા પાણીમાં રહેવાથી, ખોરાકની સંભાળ નહી રાખવાથી, વાયડી ચીજ ખાવાથી, તેલમાં તળેલા પદાર્થ ગળચી ગળચી ખાવાથી ભૂખ ન હોવા છતાં ખોરાક લેવાથી, અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક, આંકડી, પેદા થાય છે તથા ઝાડો કબજ થાય છે. અને કેટલીકવાર તો એટલી બધી ચુંક આવે છે કે તે સહન થઇ શકતી નથી દરદી આસપાસના માણસોને ગભરાવી મારે છે તેવે વખતે અમી કુપીનાં માત્ર બેજ ટીપાંથી જાદુઇ અસર થાય છે માત્ર ૧૫ મીનીટમાં દરદ દફે થાય છે અને એક બેદીસ દવા ચાલુ રાખવાથી પ્રકૃતિ પાછી અસલ હાલતમાં આવી જાય છે.

**ઉપયોગ**– દર કલાકે આંકડી બંધ થતાં સુધી બે બે ટીપાં અમી–કુપી એક એક ચમચા દુધ યા પાણી અથવા વલયારીના અર્કમાં દશ ટીપાં સાથે લીધા કરવી તેમજ પાવલીભાર તપકીર છીકણીમાં ૧ ટીપુ અમી કુપીનુ મેળવી દુંટીમાં ભરવી વલયારીનો અર્ક શીશી રૂ ૦॥ ભાવે હમારે ત્યાંથી પણ મળે છે.

**ઝેરી ડંખ**—ભમરી, વીંછુ, મધમાંખ, ચાંચડ, માંકડ, મચ્છર કાનખજુરો વિગેરેના ડંખ ઉપર અમી–કુપી અમુલ્ય દવા છે હજારો વખત તેની અજમાયેશ લેવાઇ છે અને હજી સુધી એક વખત પણ નિષ્ફળતા મળી નથી. દવા લગાડતાં વારજ અસર થવા માંડે છે. અને પાંચ મીનીટમાં તો દરદનું ચિન્હ પણ રહેતું નથી.

**ઉપયોગ**–ડંખ ઉપર એક ટીપુ અમી–કુપી ચોળવું.

**સીરદર્દ, આદાશીશી–સળેખમ**–માથાનો ગમે તેવો સખત દુખાવો, સણકા, ચસકા આદાશીશી, વગેરે રોગોમાં અમી કુપી ખાત્રી ભરેલી દવા છે માત્ર બે પાંચ મીનીટમાંજ આરામ થઇ જાય છે.

---

અમી–કુપીની કીંમત રૂ. ૧॥, ત્રણ શીશીના રૂ. ૪) ૭ શીશીના રૂ. ૭॥, ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ.

જાણે કદી માથું દુખતુંજ નથી તાવમાં પણ જ્યારે માથું દુખતુ હોય ત્યારે આ દવાથી માથુ દુખતુ તો મટી જાય છે જ. ગમે તેવો સખત દુખાવો પાંચ મીનીટમાં જ સાફ થઇ જાય છે. ઝામરના દરદીએ પણ અમી–કુપીનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી ફાયદો મેળવી શકે.

**ઉપયોગ**–એક ટીપુ કપાળ ઉપર ચોળવું પાંચ મીનીટમાં આરામ નહી થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં સંભાળ રાખવી કે આંખમાં લાગે નહીં. શીશી ખોલીને વારંવાર દવા સુંઘવાથી જુદાં દરદો ઉપર સારો ફાયદો થાય છે.

**આંખનો દુખાવો**–આંખનો દુખાવો, કળતર, લાલી ગરમી વીગેરે દૂર કરવા માટે સૌથી સરસ દવા માત્ર અમી કુપી છે, આંખોની ગરમી દુર થઇ જાય છે, અને લાલી કપાઇ જાય છે જ્યારે આંખોમાં રેતી કે કાંઇ રજ જેવું પડયું હોય છે અને ઘણું ખુંચે છે ત્યારે તે કાઢવાનો ઉપાય આંખમાંથી પાણી પુષ્કળ કાઢવું તે છે આંખમાંથી પુષ્કળ પાણી કાઢવા માટે અમી કુપી ઘણી સરસ અને સસ્તી દવા છે.

**ઉપયોગ**–આંખ ઉપરની ભમરની ઉપર એક ટીપુ ચોળવાથી તરત આંખમાંથી પાણી વહેવા માંડશે અને ગરમી ઝરી જશે સંભાળજો જરી પણ આંખની અંદર જવા નહી પામે; જો ૧ તોલા સુરમામાં માત્ર એક ટીપું અમી કુપી મેળવી પછી એ સુરમો આંખમાં આંજવામાં આવે તો તેથી પણ લાભ થાય છે. સુરમો હમારે ત્યથાં પણ મળશે.

**દાંત દાઢમાં કળતર**–દાતમાંથી લોહી નીકળવુ દાઢમાં કળતર દંતશુળ, સણકા વિગેરે દાંતના રોગ ઉપર તત્કાળ અસર કરવા માટે અમી કુપી ખાત્રી ભરેલી દવા છે, દાઢના સણકાનો રોગ કેટલો ત્રાસદાયક છે તે વિતે તેજ જાણે એક એક મીનીટ એક એક યુગ

જેટલી થઇ પડે છે. તેવા વખતે અમી કુપી માત્ર લગાડવાની ખોટી છે, દાંત કે દાઢને અડતાની સાથે આરામ થઇ જાય છે. જેમને દાંતનો રોગ અસલથી હોય તેમણે રોજ બ્રશ ઉપર એક ટીપુ પાડીને તેનાથી દાંત ઘસવાની ટેવ રાખવાથી કદી પણ દાંતની પીડા થશે નહિ દાઢના સણકા ઉપર જરા પુમડું ભીજવી કળતરવાળા ભાગ ઉપર લગાડવું અથવા પોલાણ હોય તો પુમડું દાબી દેવું

**દરાજ ધાધર ખસ: ખરજવું**—દરાજ અથવા ધાધર ઉપર અમી-કુપી રામબાણ દવા છે બે ત્રણ વખતજ લગાડવાથી આરામ થાય છે ખસ અને ખરજવા ઉપર પણ ઘણીજ અકસીર દવા છે. આવા રોગો જુદી જુદી દવાઓ કરીને જેઓ કંટાળી ગયા હોય તેમણે છેવટના ઉપાય તરીકે અમી કુપીની અજમાશ લેવી અને હમે ખાત્રીથી કહીએ છીએ કે જેમના એ દરદનું આયુષ્ય પુરૂં થયું હશે તેમને અમીકુપીના ઉપયોગની સલાહ ખરી લાગશે. પણ જેમના એ દરદોનો છેડો આવવાનું હજી દુર હશે તોઓ બીજી દવાઓને ઉપયોગ કરવા પછી અમીકુપી વાપરશે.

ઉપયોગ-એક તોલા તલના તેલમાં ચાર ટીપાં અમી કુપી નાંખી દાદર ઉપર ચોળવું ખસ ઉપર લગાડવાની વખતે અગન બળે તો તલના તેલની જગાએ ચંદનનુ તેલ લેવું ચંદનનું તેલ હમારે ત્યાંથી રૂ. ૧ માં એક શીશી મળશે

**સોજો**—કાંઈ વાગવાથી અથવા બીજા કોઇ રોગથી શરીરના અમુક ભાગ ઉપર સોજો આવી જાય છે. તેના ઉપર અમી-કુપી ઘણી અકસીર દવા છે. બે ત્રણ વખત એક એક બે બે ટીપાં અમી-કુપી મસળવું સંભાળજો આંખમાં લાગે નહી.

---

**સંધીવા લકવો**–અર્ધાંગ વાયુ સંધીવા, લકવો, વિગેરે દરદ ઉપર ખાસ કરીને અમી–કુપી વાપરવા લાયક છે. સાંધાઓ ઝલાઇ જઇ માણસ ખાટલા વશ કેમ ન થયો હોય, પણ લગાડતાંજ આરામ થતો ખુલ્લો જણાય છે. એકજ દીવસમાં દરદીને પોતાને કરાર વળેલો જણાય છે. સાધારણ હાથ પગમાં થતો ફાટ, તોડ ચુંચારો ઝઝણી સાંધાઓમાં કળતર થવું, કમરમાં દર્દ, બરડાની કરોડમાં દુખાવો સુળ, પાસળામાં કળતર, છાતીમાં દુખ થવું, હાથ પગનું ભરાઇ જવુ વિગેરે દરદમાં સસ્તી કીંમતે જલદી આરામ મેળવવાનો એકલો રસ્તો અમી–કુપી ઉપયોગજ છે થોડાક કલાકમાં તે મનમાનતો ફાયદો પહોંચાડે છે ગમે તેવા જુનાં દરદ ઉપર પણ એકજ શીશી પુરતી છે ૧૦૦) રૂપીઆના ખરચે જેઓનો લકવો સારો થયો હતો નહી તેવા દરદીઓને અમી–કુપીની એકજ શીશીએ સંતોષકારક આરામ પહોંચાડ્યો હતો એવા એક બે નહિ પણ અનેક દરદીઓ ઉપર તેની અજમાયેશ લેવાઇ છે. અને તે સઘળામાં ફતેહમંદ નીવડી છે. સરસીઆનું અથવા તલનું તેલ ટરપેનટાઇન કે પ્રાસલેટ એક તોલો લઇ તેમાં ૦॥ તોલો અમી–કુપી મેળવી દુખના ભાગ ઉપર ખુબ ચોળવું ઉપરથી ગરમ કપડાનો શેક કરવાથી જલદી આરામ થશે અગન બળતી જણાય તો અમી–કુપી ૦॥ ને બદલે ૦। તોલો લેવી.

**કમજોરી નિર્બળતા**–શરીરમાં લોહી ચડતુંજ નહીં હોય, ગમે તેવા ઉંચા ખોરાકની જાણે શરીર કીંમતજ નહીં કરતું હોય, આખો દિવસ સુસ્તી લાગતી હોય આંખો નિસ્તેજ મોં ફીક્કું ગાલો બેઠેલાં છાતીનાં પાંસળાં ૫૦ કદમ દુરથી ગણી શકાતાં હોય પાંચશેર ઉંચકી પાંચ પગલાં ચલાતું નહિ હોય, ચાલતાં શ્વાસ ભરાઇ જતો હોય, મન હમેશાં ઉદાસ રહેતુ હોય, જીવ બળ બળ થયા કરતો હોય, રસાળપણું જતું રહ્યું હોય, નિરાશમાં દિવસો વ્યતીત થતા હોય, ઉઠી

ને ઉભુ થતુ ભારી પડતુ હોય, આખો દીવસ સુઇજ રહીએ એમ લાગતું હોય, મગજ ઉપર પુષ્કળ બોજો લાગતો હોય યાદ શકિતનો નાશ થતો હોય, મગજમાં અનેક ગુંચવાડાઓ ઉભા થતા હોય, ટુંકમાં જ્યારે શરીર કેવળ શકિત વગરનુ થઈ ગયું હોય ત્યારે અમી-કુપીનો જરૂર ઉપયોગ કરવો અંદરના અને બહારના ઉપયોગથી શરીર જોરાવર, હાડકા ચીકણાં અંગ ભરાવદાર, ચહેરો ગુલાબી, છાતી ઉઠાવદાર, કમર મજબુત, હાથ પગ તાકાતવાળા, આંખો તેજસ્વી અને મન ઉમંગી બની મગજ પણ આનંદી બને છે. એકજ શીશીનો ઉપયોગ તમોને જરૂર સતોષ આપશે. વિદ્યાર્થીઓએ ખાસ કરી વાપરવું જોઇએ ધાતુ પૌષ્ટિક દવાઓમાં પહેલો નંબર અમી-કુપી નો આવે છે.

**ઉપયોગ**—એક તોલો ઘી અને અડધો તોલો મધ અથવા ૧ તોલો માંખણ અને અડધો તોલો પીસેલી સાકર અથવા એક તોલો બદામનુ તેલ અથવા ૧૦ તોલા દુધ એમાંના કોઈપણ અનુપાન સાથે બે બે ટીપાં અમી-કુપી સવાર સાંજ લેવું

**મંદ જઠરાગ્નિ, અજીર્ણ, અપચો**—સર્વ રોગોનુ કારણ અજીર્ણ બદહજમી છે માણસને જ્યારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરૂઆત થઈ ચુકી છે માટે તેનો તત્કાળ ઉપાય કરવો ગમે તેવા અજીર્ણમાં અમી-કુપીનાં માત્ર બેજ ટીપાં ઘણી સારી અસર કરે છે એક દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઈપણ પ્રકારનો ખોરાક ખુશીથી જરપત કરી શકાયછે જો પંદર દીવસ લાગલાગટ બબ્બે ટીપાં અમી-કુપીનાં લેવામાં આવે તો હમેશા

---

**અમી-કુપીની કીંમત રૂ ૧ાા, ત્રણ શીશીના રૂ. ૪) છ શીશીના રૂ. ૭ાા, ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ.**

કરતાં ડબલ ખેરાક ઉંઠાવી શકાય છે અને પાચન કરી શકાય છે.

**ઉપયોગ**—રોજ બંને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે દસ ટીપાં સુંઠનાં અર્ક સાથે બે બે ટીપાં અમી--કુપી અને એક ચમચો પાણી મેળવી પીવું સુંઠનો અર્ક અગર હમારે ત્યાંથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ. ૦ાા પડશે.

**ક્ષય ખાંસી, દમ, ઉટાટીયું**—ખાંસી, દમ-શ્વાસ, ક્ષય બાળકોનું ઉટાટીયું વગેરે છાતીનાં દરદો ઉપર અમી–કુપી ઘણી અસરકારક દવા છે બે ત્રણ દીવસ દવા ચાલુ રાખવાથી જરૂર આરામ પહોંચે છે. "રોગનું ઘર ખાંસી" એ વાત યાદ રાખજો. અને શરૂઆતના ઉપાય તરીકેજ અમી--કુપી ઉપયોગમાં લેજો જેથી તમારી જાતનું અને પૈસાનું રક્ષણ કરી શકશો દમ અને ક્ષયના દરદીઓ એ સામાન્ય રીતે એક મહીનો દીવસ અમી-કુપીનું સેવન ચાલુ રાખવું જોઇએ ઓછા ખરચે વગર તકલીફે અને ટુંકી મુદતે ફાયદો મેળવવાનો રસ્તો આ એકજ છે.

ઉપયોગ--બે ટીપાં અમી-કુપી સવાર સાંજ જમ્યા પછી એક ચમચા દુધ સાથે લેવું ૦। તોલો અમી–કુપી ૮ તોલા ચોખ્ખા ટરપેનટાઈનમાં મેળવી તે મેળવણીને શીશીમાં ભરી રાખી રોજ તેમાંથી છાતી ઉપર ચોળવું અને ઉપરથી શેક કરવો ટરપેનટાઇન રૂ. ૦ાા ની શીશી એક હમારે ત્યાંથી મળશે.

**પ્લીહા--બરોળ**—બરોળના દરદીએ ખાસ કરીને અમી-કુપી અજમાવવું જ્યાં કોઇ દવાએ ફાયદો નથી પહોંચાડયો ત્યાં તે જરૂર સારૂ પરિણામ લાવશે થોડા ખરચે જલદી આરામ કરવાનો એકજ રસ્તો છે અમી--કુપીની અજમાશ લેવી.

**ઉપયોગ**—સાચા મોતીની છાપની ભસ્મ બે આની ભાર લઇ

તેમાં બે ટીપાં અમી-કુપી મેળવી રોજ દિવસમાં બે વાર જમ્યા પછી ખાવી. છીપની ભસ્મ હમારે ત્યાંથી મંગાવવામાં આવશે તો રૂ. ૧) ની તોલો એક એ હિસાબે મોકલવામાં આવશે.

**પ્રમેહ**-ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ હશે પણ અમી-કુપી થી તે જરૂર મટશેજ.

**ઉપયોગ**-રોજ સવારમાં ૧) તોલો વાટેલા ગોખરૂ ૧ તોલો દાડમડીનાં પાંદડાંનો રસ ૧) તોલો દળેળી સાકર ત્રણે મેળવી તેમાં બે ટીપાં અમી-કુપી નાખી પી જવું અથવા દસ કે બાર ટીપાં ચોખ્ખું ચંદનનું તેલ તેમાં બે ટીપાં અમી-કુપી મેળવી રોજ સવાર-સાંજ ચાટી જવું ચંદનનુ ચોખ્ખું તેલ હમરે ત્યાં પણ મળશે. કીં. રૂ. ૧)

**ચામડીનું ફાટવું**-શિયાળામાં ઘણું કરીને દરેક માણસના હાથ પગની ચામડી ઓછી વધારે પણ ફાટયા વિના નથી રહેતી તેવે પ્રસંગે અમી-કુપી વાપરવા લાયક દવા છે

**ઉપયોગ**-માખણ, ઘી, તેલ, દીવેલ, અથવ વેસેલીન એમાંથી કોઇ પણ ચીજ ના તોલો લઇ તેમાં બે ટીપાં અમી-કુપી નાંખી ચોળવું એ લે જલદી આરામ થઇ જાય છે.

**નપુશકતા** વિર્યનો કોઇ પણ રીતે નાશ થવાથી આ દરદ ઉત્પન્ન થાય છે સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ, હસ્ત દોષ, અતિશય વિહાર, રાત દિવસ હલકા ભોજના વિહારો, બીભત્સ વાંચન લેખન, સ્વપ્નાવસ્થા ઇત્યાદિ કારણોથી વિર્યનો અઘટિત રીતે નાશ થઇ માણસ પુરૂષત્વ ખોઈ બેસે છે તેવે વખતે તેમને ચિંતામાંથી મુક્ત કરનાર એક અમી-કુપી એજ ખરો આધાર છે ધાતુક્ષિણતાથી ઢીલી પડેલી

---

અમી કુપીની કીંમત રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ. ૪) છ શીશીના રૂ. ૭ાા, ૧ ડઝન રૂ. ૧૨) પો. અલગ.

નબળાને પાછી તગ બનાવવા તેમાં તાકાત લાવવા માટે અમી-કુપી રામબાણ દવા છે. પુરૂષત્વના નાશથી જેઓ રાત દીવસ ચીંતામાં રહેતા હોય હજારો જાતની દવાઓ વાપરીને જેઓ નિરાશ થઇ ગયા હોય તેઓને છેલ્લા ખાત્રી ભરેલા ઉપાય તરીકે અમી-કુપી વાપરવાની ભલામણ કરવામાં આવે છે અને હમો ખાત્રી આપીએ છીએ કે એકજ શીશીથી તેઓની ભવની ચીંતા ખચીત ટળી જશે.

**ઉપયોગ**—રોજ સવાર સાંજ પ પાંચ ટીપાં મલકાંકણીના તેલમાં એક ટીપુ અમી-કુપી મેળવી તેને ચોળવુ માલકાંકણીનું તેલની શીશી રૂ. ૦॥

**પ્રદરરોગ**—સ્ત્રીઓના પ્રદર રોગ ઉપર અમી-કુપી અજાયેબ અસર કરે છે રક્ત યા સ્વેત પ્રદર ઉપર તે આપી શકાય બે ચાર દીવસમાં તેનાથી આરામ થઇ જાય છે સ્ત્રીઓને તંદુરસ્ત આરોગ્ય મજબુત બાંધાની બનાવવાથી તમની સંતતી પણ નિરોગી બનાવી શકાય છે સ્ત્રીઓને નિરોગી બનાવવા માટે દર વર્ષે એક શીશી અમી-કુપી આપવામાં આવે તો સુવાવડોમાં આવનારી નબળાઇથી પણ તમનું રક્ષણ કરી શકાય. ઉપયોગ સવાર સાંજ જમ્યા પછી દરેક વખતે ૦॥ તોલા નાગકેશર (ઝીણું વાટેલુ) લઇ તેમાં એક તોલા માખણ તથા બે ટીપાં અમી-કુપી મેળવી ખાવું ઉપરથી રૂચી અનુસાર દુધ પીવું.

**શરદી**—અતિશય શરદી થઇ જવાથી માણસ ઘણીવાર બેભાન બની જાય છે સ્થિતિ ઘણી ભયંકર છે અને જો આ સ્થિતિમાંથી તત્કાળ તેને બચાવવામાં નહિ આવે. અગમા ગરમી લાવનાર ઉપચારો કરવામાં નહિ આવે તો થોડા કલાકોમાં તેનુ આયુષ્ય પુરૂં થઇ જાય છે ગરમી લાવનારા બીજા સઘળા ઉપચારોમાં તત્કાળ કામ લાગે જલદી અસર કરે અને વળી સસ્તો પડે તેવો ઉપાય અમી-કુપીજ છે આવી સ્થિતિમાં તે પગના તળીએ ચોળવાથી આખા શરીરમાં ગરમી આવી જાય છે અને બે ટીપાં પેટમાં જતાંની સાથેજ

હુશિયારી આવા જાય છે, ઉપયોગ એક તોલા સરસીયાનું તેલ લઇ તેમાં ૧૦ ટીપાં અમી–કુપી મેળવી ખુબ ચોળવું વધારામાં જરૂર જણાય તો ૧૦ ટીપાં તજનું તેલ ઉમેરવું તજનું તેલ હમારી પાસેથી મંગાવતાં રૂ ૦ાા ની એક શીશી મોકલવામાં આવશે.

**તાવ**–ટંડીનાં લખલખાં આવીને રોજીંદો એકાંતરીઓ, ચોથીઓ ગમે તેવો તાવ આવતો હોય તેને નાબુદ કરવાને સહેલો ઉપાય અમી–કુપી છે જીર્ણજ્વર ઉપર પણ તે ઘણું સારૂં કામ કરે છે સેંકડે ૮૦ માણસોને તેથી આરામ થઇ જાય છે. ઉપયોગ તુળસી આદુ અને ખાવાનાં પાન પ્રત્યેકનો રસ (૦ા) તોલો મેળવી તેમાં બે ટીપાં અમી–કુપી નાખી દરદીને દિવસમાં બે વખત પાવું.

**નહારૂ**–નહારૂ અથવા વાળો એ એક જાતનો તારના રૂપનો કીડો છે ખરાબ પાણી અથવા બીજાં ઘણાં કારણેથી માણસના શરીરના ગમે તેવા ભાગે વાળો નીકળે છે એકવાર વાળો બહાર દેખાયો કે તેને બાંધી રાખવે પડે કચા તાણી કાઢતાં તે તુટી જાય છે અથવા અંદર પેસી જાય છે તો તે પોતાનો રસ્તો ફેરવે છે અને ઘણી ઘણી વેદના દીવસો કે મહીનાઓ સુધી આપે છે અમી–કુપી લગાડવાથી વાળો બળી જાય છે. ઉપયોગ ચાર ટીપાં હીંગનો અર્ક લઇ તેમાં બે ટીપાં અમી–કુપી નાખી થોડુ પાણી ઉમેરી રોજ દિવસમાં ત્રણવાર પાવું હીંગનો અર્ક હમારી પાસેથી મંગાવશો તો રૂ ૦ાા શીશીને હિસાબે મોકલશું.

**જંતુ નાશક**–ઘરમાં ખાળ, મોરિયો, વિગેરે જગાઓ સાધારણ પાણીથી ધોવા છતાં ઘણી દુર્ગંધી મારે છે તથા જીવ ઉત્પન્ન થાય છે આવા વખતે ઘરમાં વસનારને ઘણો કંટાળો ઉપજે છે. એટલુંજ નહિ પણ એવી દુર્ગંધમાં વસવું તે પણ જોખમ ભરેલું

અમી–કુપીની કીંમત રૂ. ૦ાા ત્રણ સીસીના રૂ. ૪) છ સીસીના રૂ. ૭ાા, ૧ ડઝનના ૧૨) પો. અલગ.

છે થોડા પાણીની અંદર બે ટીપાં **અમી–કુપી** નાંખી તેવી જગાઓ સાફ કરવામાં આવે તો દુર્ગંધી દુર થશે એટલુંજ નહિ પણ હાની કરતા જંતુઓનો નાશ થાય છે

**માંકડ**–પલંગ, ખુરસી, ટેબલ, મેજ, કબાટ, અભરાઇ, બારી, બારણાંની ભીંતની તરડો વિગેરે જગાઓમાં માંકડ પુષ્કળ ભરાઈ રહે છે. તેમનો નાશ કરવા માટે **અમી-કુપી** ઘણી અકસીર દવા છે, માંકડનો કંટાળો લગભગ દરેક ઘરમાં હોય છે. અને માંકડના ઉપદ્રવથી બચવાની ઇચ્છા પણ દરેકને હોય છે ત્યારે માંકડનો નાશ કરવા ઉપરાંત જેમાં બીજા સેંકડો ગુણો સમાયલા છે તેથી **અમી–કુપી** ની દરેક ઘરમાં જરૂર છે એ વાત પુરવાર થાય છે.

**ઉપયોગ**–સાબુનું ફીણ બનાવીને તેનુ પાણી ગ્લાસ ભરીને તૈયાર કરી તેમા ચાર ટીપાં **અમી કુપી** નાંખી માંકડ ભરાવાની જગ્યાઓમાં તે ઉંટવુ એથી માંકડ મરી જસે અને મહીનાઓ સુધી તે જગામાં માંકડ ભરાઇ બેસશે નહી.

**હરસ** હરસની પીડા જેને વાગી તે જાણે જ્યારે હરસની દવા કરી કરીને તમો કંટાળી ગયા હોય, ત્યારે છેલ્લા ઉપાય તરીકે માત્ર **અમી–કુપી** અજમાવજો અને ખાત્રીથી એ પીડા હંમેશની દુર થઇ જસે.

**ઉપયોગ**–રોજ સવારમાં અડધો તોલો વાટેલુ નાગકેશર ૦। તોલો વાટેલી સાકર ભેગાં કરી તેમા બે ટીપાં **અમી-કુપી** નાંખી ફાકી મારવી અને ઉપરથી ૦। સેર દુધ પી જવુ જો ફાકવું પસંદ નહી હોય તો માખણમાં મેળવી ચાટવું

ઉંચુનાગકેશર દળેલું તૈયાર શીશી ૧)ના રૂ. ૦।। હમારે ત્યાંથી પણ મળસે.

**મ્હોં આવવું**–ગમે તે કારણથી મોં આવ્યું હોય, અવાળુ ફુલી ગયા હોય, મોમાં ચાંદા, ઘારા, પડી ગયાં હોય, બધુ બે ચાર વખતમાંજ મટી જાય છે.

**ઉપયોગ**—ગોતેલો કમચચીથી (ચીગુીચમાલા) બરીક વટી તેમાં માત્ર એક જ ટીપુ **અમી-કુપીનું** નાખી મેળવી મોંમેં ચોપડવું અને મોં ગળાવું મુકવું (લાળ જવા દેવી) એ રીતે દિવસમાં ત્રણ કે ચાર વખત કરવું.

**પેટ ચઢવું પવનનું ધુચાવું અમી-કુપી** જરા હથેળીમાં લઇને પેટ ઉપર દુંટીનાં આસપાસ તેમજ પેઢું પર ચોળાવું એકાદ કલાકમાં પવન છુટીને પેટ હલકું પડસે.

**શુળ**—છાતીમાં, પાંસળામાં અગર કમરમાં સુળ આવી ચરકા મારતા હોય તેને માટે **અમી-કુપી** અકસીર છે. દરદવાળા ભાગ ઉપર **અમી-કુપી** નાખી સેક કરવો.

ઉપર લખવામાં આવેલા **અમી-કુપીના** સઘળા ગુણ અતિશયોક્તિથી કેવળ નિરાળા છે, દરેક ઘરમાં તેની આજકાલ જરૂર છે. પોતાના સ્વાર્થને માટે ઘણા માણસો આ શીશી ખરીદ કરે છે જે ઘરમાં **અમી-કુપીની** એક શીશી છે તેને વૈદ ડોકટરોની જરૂર કવચીતજ પડે છે.

**કીંમત**—ગુપ્તાની **અમી-કુપી** એક શીશી સેંકડો રૂપીઆની કીંમતની છે એમ કહીએ તો ચાલે કારણ કે તેનાથી વૈદ ડૉકટરનાં મોટાં બલો ભરવાનાં બચી જાય છે. ગરીબોને પણ દવા વાપરવાનો લાભ મળે છે તેટલા માટે ફકત તેની કીંમત શીશી એકનો રૂ. ૧॥, ૩ શીશીના રૂ. ૪) ૬ શીશીના રૂ. ૭॥, ૧ ડઝન શીશીના રૂ. ૧૨) ટપાલ ખર્ચ જુદું.

---

અમી-કુપીની કીંમત શીશી ૧ ના રૂ. ૧॥, ત્રણ શીશીના રૂ. ૪) ૭ શીશીના રૂ. ૭॥, ૧ ડઝનના રૂ. ૧૨) પો, અલગ.

## રાજશાહી મેન્થોલ ઓઇન્ટમેન્ટ
### (શીરદર્દની દવા)

એક મહાન વિદ્વાન ડોકટરની શોધ ઉપરથી બનાવેલો છે, આ મલમ ચોળવાથી માથાનો દુખદાયક રોગ ટુંક વખતમાં નાબુદ થાય છે. આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમાં અવશ્ય રાખવી જોઇએ, કીંમત શીશી ૧ નો ૦ાા ત્રણ શીશીનો રૂ, ૧ાા ૧ ડઝનના રૂ ૪) પો અલગ.

## રાજશાહી રૂમેટીઝમ ઓઇલ
### (વાતહરણ તેલ.)

૨૪ કલાકમાં પ્રત્યક્ષ ફાયદો.

વાથી દરેક અંગ ઝલાઇ ઝકડાઇ કેસ નહિ ગયાં હોય, દરદી ખાટલા વશ હોય, સાંધાઓમાં હદ બહારનું કળતર કમરમાં દુખાવો છાતીમાં પાંસળામાં દર્દ, બરડાની કરોડનો નહિ મટન થાય તેવી પીડા હાથ પગમાં ફાટ અરધાંગ વાયુ, ફુલ્યા ના હરતોયા શરીરમાં થતા તોડ વિગેરે રોગો ઉપર આ તેલ ચોળવાથી તરત આરામ થાય છે તેલ ચોળતા ચોળતાજ જાણે આરામ થતો હોય તેમ દરદીને લાગે છે. આજ કાલ રાજશાહી રૂમટીઝમનો મોટો ઉઠાવ છે કીંમત શીશી ૧ ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ. ૫ાા પો. અલગ.

## રાજશાહી બાલામૃત

ગુલાબીગાલ, ભરેલું અંગ, તેજસ્વી આંખ, ભરાવદાર બાલક, હસતું ખેલતું બાળક આપણને કેટલુ પ્રીય લાગે છે તેના ઉપર ફોનોગ્રાફ અને ગ્રામોફોન કરતાં તમારૂં એક નાનું રંગીલું હસમુખું વાચાળ આનંદી બાળક પોતાના કુટુંબીઓ ઉપરાંત તમારા પડોશી અને દોસ્તોને વધારે સારી રીતે રંઝાડી શકશે શું તમે એક બાળકના માતાપિતા છો? તમારૂં બાળક તન્દુરસ્ત અને આનંદી છે નહિ તો શા માટે

**રાજશાહી બાલામૃત નથાવાપરતાં એકથી ત્રણ શીશી સુધીમાં** તમારૂ બાળક સુંદર અને નીરોગી થઇ ઘરમાં પાડોશમાં શેરીમાં કે પોળમાં આનંદ આનંદ વર્તાવી મુકશે કીંમત શીશી ૧ નો રૂ. ૧) ત્રણ શીશીના રૂ. ૨ાા પો. અલગ.

**રાજશાહી ઇચ ઓઇન્ટમેન્ટ [ ખસની દવા ]**

આ ચોપડવાની દવા છે. માત્ર બે ત્રણ વખત ચોપડવાથી ખસ મટી જાય છે એમાં જરા પણ શક નથી કીંમત રૂ. ૦ાા ત્રણ શીશીન રૂ. ૧ા ડઝન ૧ ના રૂ. ૪ પો અલગ.

**રાજશાહી અેકઝીમા આઇન્ટમેન્ટ.**
**( ખરજવાની દવા )**

ખરજવાં બે પ્રકારનાં છે લીલું અને સુકું લીલામાંથી પાણી ઝર્યા કરે છે આ દરદ મટતું નથી અને જો દવા કરવામાં ન આવે તો આખા શરીરે પથરાઇ જવાનો સંભવ છે માટે તેની દવા તરતજ કરવી કીંમત શીશી ૧ રૂ ૦ાા ત્રણ શીશીના રૂ. ૧ા

લોહીના બગડવાથી વારંવાર ખસ, ખરજવું. દાદર નીકળ્યા કરતી હોય તો એક બે શીશી રાજશાહી સારસાપરીલા પીવાથી જલદી આરામ થઇ જસે રાજશાહી સારસાપરિલાની કીંમત રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ ૪)

**રાજશાહી કફ પીલ્સ (ખાંસીની ગોળીઓ)**

ગમે તેવી નવી જુની હઠીલી ખાંસી કોઈ પણ દવાથી ન જતી હોય તો ફકત બે દીવસમાં રાજશાહી કફપીલ્સથી પુરાની સુકી ખાંસી ગોળી લેવાની સાથે નરમ પડતી જાય છે એકજ દીવસમાં તેનો ચમત્કાર બતાવે છે કિંમત રૂ. ૦ાા ત્રણ શીશીના રૂ. ૧ા ડઝન ૧ ના રૂ. ૪) પો. અલગ.

**એક રૂપીઆથી ઓછી કીંમતનો માલ મોકલવામાં આવશે નહી**

## રાજશાહી રીંગવર્મ ઓઇન્ટમેન્ટ
## (દરાજનો મલમ)

ગમે તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી શરીરના કોઈ પણ ભાગમાં લાગેલી હોય અને અનેક ઉપાયો લીધા છતાં દાદર નહિ મટતી હોય તો છેવટે આ મલમ અજમાવી જોવો એથી ત્રણ વખત લગાડવાથી જડમુળથી નાબુદ થાય છે કીંમત રૂ ૦ાા ત્રણના રૂ. ૧ા, ૭ ના રૂા. ૨ા ડઝન ૧ ના રૂ. ૪)

## રાજશાહી ભીમસેની ચુર્ણ

અજીર્ણ થયું છે કે ? ખાટા ધચરકા આવે છે કે ? પેટ ડમડમ બોલે છે કે ! ખોરાક જોતાંજ દીલ કમકમે છે કે ? ત્યરે ભલા માણસ રાજશાહી ભીમસેની ચુર્ણજ વાપરો ? અન્ન પચે નહિ અન્ન ઉપર રૂચી લાગે નહી ત્યારે ભીમસેની ચુર્ણ ખાઇ જોઈ લ્યો ગમ્મત દહાડામાં બેની જગાએ ચાર વાર અને સાંગલની જગાએ ડબલ નહી તો દેઢો ખોરાક તો જરૂર લેવો પડશે ખશો ખાશોને જાણે ભુખ્યા ભીમ ? પેટમાં ભુખ નહીં હોય અને ઘી દુધ શકતાં દવાઓ હોજરીમાં ભરે જાવ અને પછી વાત કરો કે કેઇ ચીજનો ગુણજ લાગતો નથી, પણ લાગે શી રીતે ? ભીમસેની ચુર્ણ વાપરી પ્રથમ તમારા જઠરાગ્નિને ભડભડાટ સળગાવી દો અને પછી તેમાં ઘી દુધ અને પૌષ્ટિક વસાણા નાખી જુવો ! પછી માલમ પડશે કે તે કેવાં ગુણકારી છે. કીંમત રૂા ૦ાાા ત્રણ શીશીના રૂ ૨ ] પો અલગ

## રાજશાહી સ્તંભનરાજ પીલ્સ.

લ્યો ! સાહેબ લ્યો આ તેજ દવા છે કે જેને માટે આજકાલના નવજુવાનો રાત્રી દીવસ ખુણેખોચરે ભારે ઊત્સાહથી શોધખોળ ચલાવે છે અનેખરી દવા મળે તો મ્હો માગ્યા દામ આપવા તૈયાર છે તેજ આ દવા છે ! રતિ–સુખની સંપુર્ણતા પ્રાપ્ત કરવા માટે આ દવા વગર હરીફની છે કીં. માત્ર રૂ. ૧ા, ૩ શીશીના રૂ, ૪ પો. અલગ

**એક રૂપીઆથી ઓછી કીંમતનો માલ મોકલવામાં આવશે નહી**

## રાજશાહી

# લ્યુકોરીના પીલ્સ.

એંકડો નૌજુવાન રમણી સ્ત્રી મુગ્ધા અવસ્થાનો લાભ લીધો ન લીધો એટલામાં આ બુરા રોગમાં ફસી પડી હોય છે. યૌવન રૂપી ખીલતી કળી પોતાની પાંખડીઓને વિકાશ આવતાં આવતાંજ કરમાઇ જાય છે. લજ્જાને લીધે સેંકડો સ્ત્રીઓ પોતાનું આ ગુપ્ત દરદ બને ત્યાં સુધી છુપાવવાની કોશીષ કરે છે પરંતુ મોં ઉપરની તે ગુલાબી લાલી, આંખનો થનથનાટ, હૃદયનો ઉમળકો મનનો તે અલ્હાદ, ભ્રગુટીનું તે મોહકપણું, શરીરનું તે તેજ, વૃત્તીઆનું તે રસીકપણુ, હાસ્યમાં રહેલી તે મધુરતા એ સર્વ તેના પુર બહારમાં ખીલી ઉઠવાના વખતેજ નષ્ટ થતું જણાય છે, ત્યારે ચતુર જોનારથી તે છુપુ રહી શકતું નથી આ સર્વનું કારણ માત્ર તે બુરો પ્રદર રોગજ છે તેનાથી સ્ત્રીઓનો બને તેટલો જલદી ઉદ્ધાર થવો જોઇએ નહિ તો રોગ દીન પર દીન વૃદ્ધિને પામી સ્ત્રીઓને મરણનાં વિકાસી રહેલા ડાચામાં ધકેલી મુકે છે, પેડુમાં દરદ પાણીનું નિરંતર ટપકયા જવું, લાલ કે સફેદ ડાઘ કપડામાં પડવા સંસાર સુખ ઉપર અભાવ આવવો, એ સર્વમાંથી સ્ત્રીઓના ભ્લાણ ને માટે રહેલો અને ખાત્રી ભર્યો રસ્તો એ કે રાજશાહી લ્યુકોરીના આપવી અને જુવો કે તરતજ કરમાઇ જતી જુવાની ફરીથી તેના પુર્ણ બહારમાં કેવી ખીલી ઉઠે છે કીંમત શીશી ૧ ના રૂ. ૨ાા ત્રણ શીશીના રૂ. ૭ાા પો. અલગ.

એક રૂપિયાથી ઓછી કી. મ.લનુ પારસલ મોકલવામાં આવશે નહિ.

# અર્ક ! તેલ !! ફુલ !!!

| | એક શીશીની કીંમત | ત્રણ શીશીની |
|---|---|---|
| અજમાનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| પીપરમીન્ટનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| તજનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| લવીંગનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ઇલાયચીનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| વલ્યારીનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ગંધાબીરોજાનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| હીંગનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| સુંઠનો અરક | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| પીપરમીંટ ફુલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| અજમાનાં ફુલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ચંદનનુ તેલ ચોખ્ખુ | ...... રૂા. ૧ | ................રૂા. ૨ાા |
| ચંદનનું તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| બદામનું તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| પીપરમીંટ તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| ટરપેનટાઇન તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |
| માલકાંકણીનુ તેલ | રૂા. ૦ાા | રૂા. ૧ા |

**ભેળસેળ વગરનો ચોખ્ખો ખાત્રીનો માલ મળશે.**

**એક રૂપિયાથી ઓછી કીંમતના માલનું પારસલ મોકલવામાં આવશે નહિ.**

Universal P. Press,-Nadiad.



બહેન સતી ! અમો ભયંકર લુંટારા હોવા છતાં સદ્‌ગુણના ગુલામ છીએ.

એમ. વાડીલાલની કં અમદાવાદ